॥ वंदे जिनवरम् ॥

ખંભાત સંપ્રદાયના સદ્‌ગત

# પૂજ્યશ્રી છગનલાલજી મહારાજ

નું

# જીવન ચરિત્ર



લેખક:

જીવણલાલ છગનલાલ સંઘવી

પ્રકાશક :

મોહનલાલ પ્રાગજીભાઇ સંઘવી

ઠે. રાજામહેતાની પોળમાં, લક્ષ્મીનારાયણની પોળ.

અમદાવાદ.

કિંમત બે આના

આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૭



પ્રત ૧૫૦૦
ઈ. સ. ૧૯૪૦

# True Life

Life is real, Life is earnest,
And the grave is not its goal;
Dust thou art to dust returnest,
Was not spoken of the soul.

× × × ×

In the world's broad field of battle,
In the bivouac of life
Be not like dumb, driven cattle,
Be a Hero in the Strife

Longfellow.

ધી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. કેશવલાલ સાંકળચંદે છાપી,
ઠે સલાપસ રોડ, અમદાવાદ.

# શ્રદ્ધાંજલી

**સદ્દગત પૂજ્ય ગુરૂદેવ શ્રી છગનલાલજી મહારાજ!**

આપે મ્હને, આ સંસારતાપમાંથી છોડાવવા ભગીરથ પ્રયત્ન કરી દીક્ષિત બનાવ્યો; એટલુંજ નહિ પણ તે પછી અત્યાર સુધીનાં મ્હારાં દીક્ષિત જીવનનાં ૪૦–૪૦ વર્ષો સુધી, આપે મ્હને આપની સમીપમાં રાખી સૂત્રજ્ઞાનનાં અપૂર્વ લાભ સાથે મ્હને સેવાની અમૂલ્ય તકો આપી. એ મહાન્ ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકું? એક સામાન્ય નૈતિક જ્ઞાન આપનાર માબાપ કે શિક્ષકના ઉપકારનો બદલો પોતાનાં શરીરનાં ચામથી પગરખા બનાવરાવી, માતા, પિતા કે શિક્ષકને પહેરાવવામાં આવે તોપણ તે પુત્ર ઋણમુક્ત થઈ શકતો નથી એવી સુક્તિ છે, તો પછી જેઓએ ૪૦–૪૦ વર્ષો સુધી જીવનવિકાસનું–આત્મોત્થાનનું ઓજસ્વી ધાર્મિક જ્ઞાન આપ્યું એવા મહાપુરૂષના ઉપકારનો બદલો તો વળે જ શી રીતે?

વળી આપે આપના શિષ્ય તરીકે મને આટલા આટલા વર્ષો સુધી સાચવી રાખ્યો તેમાં આપની ક્ષમા, ગંભીરતા, ઉપકારક બુદ્ધિ અને પ્રેમ કેટલાં ઉદાર, અદ્ભુત અને આદર્શ હતાં એનો સાક્ષીરૂપ તો મ્હારો આત્મા જ છે. એનું સ્મરણ કરતાં મ્હારાં નેત્રો અશ્રુભીનાં બની જાય છે. હું નતમસ્તક બની જાઉં છું. આવા આપના અગણિત ઉપકારો તળે દબાયેલ એવો હું આપને શી શ્રદ્ધાંજલી આપી શકું! છતાં ૪૦ વર્ષના આપના મીઠા સહવાસ અને આપની સેવાઓ વડે આપના જીવનની વિશિષ્ટતાઓ જનસમાજમાં રજુ થાય અને ભવ્યાત્માઓને એમાંથી કાંઈક પ્રેરણા મળે એવા શુદ્ધાશયથી આપનાં પવિત્ર કાર્યોરૂપ આ પુષ્પમાલા દ્વારા આપને હું શ્રદ્ધાંજલી આપી સંતોષ માનું છું.

સારંગપુર, દોલતખાના ઉપાશ્રય. અમદાવાદ.
કાર્તિક શુકલા બીજ : ૧૯૯૭

આપનો વિરહી—વિનીત શિષ્ય
મુનિ રત્નચંદ્ર.



## સ્વર્ગસ્થ વિજળીબાઇ



જન્મ : સં. ૧૯૩૯ અવસાન : સં. ૧૯૯૪ : શ્રાવણ શુદિ ૧૧

સ્થળ : **પ્રાંતીજ.** સ્થળ : **અમદાવાદ.**

જેમનાં સ્મરણ નિમિત્તે, તેમનાં સુપુત્રો શેઠ જેસીંગભાઇ પોચાભાઇ તથા શેઠ મણીલાલ પોચાભાઇએ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ઉદાર મદદ કરી છે.

## આ પુસ્તક છપાવવામાં આર્થિક સહાય આપનાર ઉદાર ભાઇબ્હેનોની શુભ નામાવલી

રૂ૦

૬૧) બાઈ વીજળીબાઇના સ્મરણાર્થે તેમના સુપુત્રો શેઠ જેસીંગભાઇ પોચાભાઈ તથા શેઠ મણીભાઈ પોચાભાઈ.

૫૦) બાઈ માહાકોર, શાહ જગજીવન બુલાખીદાસની વિધવા. હ. શાન્તિલાલ જીવાભાઇ

૫૧) બેન સુરજ, શા. સુરચંદ મોતીચંદ

૨૫) રણછોડભાઇ વાડીલાલ ગાંધી

૨૨ાા વૈદ્ય કસ્તુરચંદ સુરચંદ

૧૬) શા. નગીનદાસ મંગળદાસ

૧૫) બાઇ માણેક, શા. શામળચંદ ધરમચંદની વિધવા

૧૧) બાઇ સમરત, પુંજાભાઈ ત્રિભોવનની વિધવા

૧૦) શા. કેશવલાલ જેઠાભાઇ હ. બાઇ જીવકોર

૧૦) બાઈ પારવતી, છગનલાલ ગણેશની વિધવા

૫) બાઈ મણી, શીવલાલ પુંજાભાઇની વિધવા



# પ્રસ્તાવના

સુજ્ઞ વાચક! હાથ કંકણને જેમ આરસીની જરૂર નથી તેમ જીવનચરિત્રના આ પુસ્તકને પ્રસ્તાવનાની આવશ્યકતા નથી; કારણકે મહાપુરુષોનું જીવનચરિત્ર એ પ્રસ્તાવના રૂપે જ ભરપુર હોય છે. તેમનું ઉચ્ચકક્ષાએ પહોંચેલું અણીશુદ્ધ ચારિત્ર, તેમનો વૈરાગ્ય, ત્હેમનું પ્રેરણામૃત એ સઘળું પ્રસ્તાવની ભૂમિકા જ છે. છતાં સ્વાભાવિક પ્રસ્તાવ લખવાના શિસ્તથી આપણે પણ દૂર ન રહી શકીએ.

મહાપુરુષોના જીવનચરિત્રનું વાંચન એટલે સ્વાત્માને ઉચ્ચ શ્રેણીપર લઈ જવાનો પ્રેરણાત્મક સંદેશો. મનુષ્યનું અંતઃકરણ બહુધા અનુકરણ કરવા પ્રતિ વિશેષ દોરાયેલું રહે છે. અને પ્રત્યેક મનુષ્ય પ્રાયઃ એકબીજાના વિચારો અને અનુભવોનું જ્ઞાન મેળવીને જ આગળ વધેલો હોય છે. અંગ્રેજીમાં કહેવત છે કેઃ—The proper study of mankind is: Man માનવજાતનો બરોબર અભ્યાસ એજ માનવ, અને આવો

અભ્યાસી માનવ જ મહાપુરુષ કહેવાય છે. મહાપુરુષનું જીવન ચડતી પડતીના અનેક ચમત્કારો વચ્ચે પસાર થયેલું હોય છે. સંપત્તિ, ઐશ્વર્ય, જ્ઞાન ઇત્યાદિથી જે છલકાઈ જતો નથી અને વિપત્તિ, લઘુતા અને કસોટીથી જે ભયભીત બનતો નથી તેજ મહાપુરુષનું પવિત્ર બિરૂદ મેળવી શકે છે. તેજ અંતરાય રૂપ થતાં બધાં પ્રતિકૂળ સંયોગોપર વિજય મેળવી શકે છે.

મહાપુરુષના જીવનમાં સ્થળે સ્થળે કંટકો પથરાયલા હોય છે. તેની વચ્ચે ઉભા રહી સહિષ્ણુતાથી જેઓ માર્ગ કરે છે તેની જ ગણના મહાપુરુષમાં થાય છે. મહાન થવા ઇચ્છનાર પ્રત્યેક વ્યક્તિ પ્રથમ તો બધી બાબતનો બારીકાઈથી અભ્યાસ કરે છે. તે પછી ગુરૂગમ અને સ્વબુદ્ધિ–વિકાસવડે સારાસારનો વિવેક કરે છે. તે પછી અસારને છોડી સાર વસ્તુ સાધ્ય કરવાના પંથે પડે છે. તેમાં આવતાં વિઘ્નોની સામે થાય છે. તેનાથી નથી તો તેઓ ત્રાસ પામતા, નથી તો ભયભીત બનતા, નથી તો નિર્બળ થતા કે નથી તેઓ મુંઝાઇને તે કાર્યને છોડી દેતા; પરન્તુ તે સર્વનો હિંમત અને અખંડ શ્રદ્ધાપૂર્વક સામનો કરે છે અને પોતાની આત્મશક્તિ ( will power ) પર અડગ રહી તે કાર્ય સિદ્ધ કરે છે. અને પછી જ તે મહાપુરુષના નામથી પંકાય છે.

વાર્તાના પુસ્તકો વાંચો કે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચો, જ્યોતિષનાં પુસ્તકો વાંચો કે ભૂગોળનાં પુસ્તકો વાંચો; પરન્તુ જેટલી અસર મનુષ્યનાં હૃદયપર ઐતિહાસિક પુસ્તકો નિપજાવી શકશે તેટલી અસર અન્ય ઉપરોક્ત પુસ્તકો નહિં નિપ-

જાવી શકે. જેટલી પ્રેરણા ઐતિહાસિક પુસ્તક આપી શકશે તેટલી પ્રેરણા ઈતર પ્રકારનાં પુસ્તકો નહિં આપી શકે; આજના જમાનાની મનુષ્ય પ્રવૃત્તિ જોતાં જેટલો રસ ત્હેને ઈતર પુસ્તકમાં નહિ આવે તેટલો રસ ત્હેને ઐતિહાસિક પુસ્તકથી જરૂર આવશે; કેમકે પ્રત્યેક મનુષ્ય જોવા–જાણવા પ્રતિ વધુ ટેવાયલો છે એટલે અમુક વ્યક્તિ મહાન શાથી કહેવાયો તે જાણવા લલચાય છે એટલું જ નહિ પણ તે જાણીને તે વાચક તેમાંથી પ્રેરણા પણ જલ્દીથી મેળવી શકે છે; એટલે જ જીવન-ચરિત્રરૂપ ઐતિહાસિક પુસ્તકને પ્રથમ શ્રેણીમાં મૂકીયે છીએ.

આ પુસ્તક પણ તે પ્રથમ શ્રેણીમાંના પુસ્તકોમાંનું એક છે. આમાં ચરમતીર્થંકર ભગવાન મહાવીર પછી જૈન શાસનમાં થઈ ગયેલા મહાન જ્યોતિર્ધરોનો ઇતિહાસ છે. ભ૦ મહાવીરના વર્તમાન શાસનપર તેમની પાટે બીરાજેલા એક પછી એક ૨૭ પટ્ટધરોનું સંક્ષિપ્ત વર્ણન છે. છેલ્લા પટ્ટધર શ્રી દેવર્દ્ધિ-ક્ષમા શ્રમણ ગણિ સુધીનો એકધારો ઇતિહાસ આપણને ઉપલબ્ધ થયો છે તે આમાં દાખલ કર્યો છે અને તે પછી જૈન-શાસનની જ્યોત ઝાંખી પડતી જાય છે. અને આગળ જતાં તો તે જ્યોત તદ્દન વિકૃત બની શાસનની છિન્નભિન્નતા કરી નાખે છે. ભ૦ મહાવીરે સૂત્રોમાં યતિઆચારનું દર્શાવેલું વિધાન છેકજ શિથિલતામાં પરિણમે છે અને આડંબર, માન, માયા, લોભ, સ્વાર્થ આદિ વધતાં વધતાં તે વિકૃતિની પરાકાષ્ટાએ પહોંચે છે ત્યારે ૧૫ મા સૈકાની આખરે **મહાન લોંકાશાહ** જન્મે છે અને સૂત્રોમાંની વાણીથી વાકેફ થઈ તેનો પ્રચાર કરવા તે બહાર આવે છે. અને પોતાના અદ્ભૂત એવાં આત્મબળથી

તેઓ શિથિલ યતિઓની અને તેમના ખટપટી અનુયાયીની જડ ઉખાડી ભ૦ મહાવીર પ્રણિત **શુદ્ધ જૈનમાર્ગનો** ઉદ્ધાર કરે છે.

દિવસ પછી રાત્રિ જેમ અનિવાર્ય છે તેવીજ રીતે લોંકાશાહનાં સ્થાપેલાં આ શુદ્ધ મિશનમાં પણ શિથિલતાનો જુવાળ આવી જાય છે અને યતિઓ નામધારી યતિઓ બની જાય છે. તેવે ટાણે ખંભાત સંપ્રદાયના એક મહાન જ્યોતિર્ધર **શ્રી લવજી ઋષિ** જન્મે છે અને તેઓ એ વિકૃત સ્થિતિનો કેવા સંકટોપૂર્વક સામનો કરે છે અને તેમના પ્રારંભના ગણ્યા–ગાંઠયા અનુયાયીઓ કેવા દુઃખદ અને પ્રતિકૂળ સંયોગોમાં પોતાનો ધર્મ સાચવી રાખે છે અને ભ૦ મહાવીરના સનાતન અને સત્ય (સ્થાનકવાસી જૈન) ધર્મનો પુનરુદ્ધાર કરે છે તે આમાં દર્શાવવામાં આવ્યું છે.

પૂજ્યશ્રી લવજી ઋષિનો ઈતિહાસ “વા. મો. શાહ”કૃત “ઐતિહાસિક નોંધ” અને પૂ. શ્રી મણીલાલજી મ. કૃત “જૈનધર્મનો ઇતિહાસ અને પટ્ટાવલી”ના આધારે તેમજ ખંભાત સં. ના પૂ. શ્રી. રત્નચંદ્રજી મ. દ્વારા મળેલી થોડીક માહીતિના આધારે લખવામાં આવેલ છે; છતાં અમે માનીયે છીએ કે તે ઘણે અંશે પ્રમાણભૂત છે. અલબત્ત, પૂ. શ્રી લવજી ઋષિજીનો જન્મસમય, દીક્ષા સંવત્ અને સ્વર્ગવાસ તીથી અદ્યાપિ પણ મળવા પામ્યા નથી એ શોચનીય છે. છતાં સાંભળ્યા મુજબ તેમના જીવનને લગતી કેટલીક નોંધો ખંભા-

તના ભંડારમાં પડેલી છે અને જો તે હવે પછી હાથ લાગશે તો તે સઘળી માહીતિ આ પુસ્તકની બીજી આવૃત્તિમાં અથવા તો બીજી રીતે તે જનસમાજ સમક્ષ મૂકવામાં આવશે.

પૂર્વાર્ધ ભાગમાં આટલો પૂર્વ ઇતિહાસ આપ્યા પછી ઉત્તરાર્ધ ભાગમાં લવજીઋષિજીની ગાદીપર આવેલા ખંભાત સંપ્રદાયના આચાર્યોની માહીતિ આપવામાં આવી છે અને પછી છેલ્લા આચાર્ય સદ્‌ગત પૂજ્યશ્રી છગનલાલજી મહારાજનું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે. જે તેમના વિદ્વાન શિષ્ય અને આધુનિક પૂજ્ય શ્રી રત્નચંદ્રજી મ. સા. દ્વારા મળ્યું છે. સદ્‌ગત પ્રસ્તુત મુનિશ્રીનું ચરિત્ર કેટલું પ્રશંસનીય ગણી શકાય તેનું વર્ણન અમે અહિં પ્રસ્તાવનામાં કરવા માગતા નથી. વાચકો સ્વતઃ વિચારી લેશે અને તેઓશ્રીના પવિત્ર ચારિત્ર, કાર્યશક્તિ, ધર્મ અને સમાજસેવાની ધગશ ઈત્યાદિમાંથી પ્રેરણાનો આદર્શ ઝીલી, સૌ કોઈ પોતાના જીવનને વિકસાવવાનો નિશ્ચય કરશે તો આ પ્રકાશનકાર્ય સફળ થયેલું માની શકાશે.

આ પુસ્તકના કાઢેલ પેમ્ફલેટમાં ચાર આના કિંમત સાથે બોર્ડપટીનું કાચું બાઇન્ડીંગ કરવા ધારેલું, પરન્તુ કહેતા આનંદ થાય છે કે–પેમ્ફલેટ બહાર પડયા પછી, સદ્‌ગત પૂજ્ય શ્રી પ્રતિ–પ્રેમ ધરાવનાર ઉદાર મહાનુભાવોએ ઘણી મોટી સંખ્યામાં અગાઉથી ગ્રાહક થનાર તરીકે પોતાનાં નામો લખાવ્યા ( જે પુસ્તકને છેડે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે );

 

એટલું જ નહિ પણ આ પુસ્તકનું બાઇન્ડીંગ કાચાને બદલે પાકું કરી ગ્રાહકોને અર્ધ કિંમતે આપી પ્રચાર કરાવવાના હેતુથી ઉદાર ભાઇબહેનોએ આર્થિક સહાય આપીને પૂજ્યશ્રી પ્રત્યેનો પોતાનો પ્રેમ દર્શાવી આપ્યો છે તે બદલ અમે તે સહાય દાતાઓનો તથા અગાઉથી થયેલ ગ્રાહકોનો આભાર માનીએ છીએ.

ભારતનું નૂતન વર્ષ: ૧૯૯૭ }
પંચભાઈનીપોળ, અમદાવાદ }

લી. સંઘસેવક
જીવનલાલ છગનલાલ સંઘવી.



સુધારો :—પાના ૭૪, લીટી ૨૨માં, કેટલીક નકલોમાં ૧૯૮૭ની સાલ છપાવા પામી છે તેના બદલે ૧૯૮૯ની સાલમાં અજમેર સંમેલન મળ્યું હતું એમ સુધારીને વાંચવું.

# વીર-વાણી

મનુષ્યદેહ મળ્યા પછી પણ મનુષ્યને 'મનુષ્યત્વ, સત્શાસ્ત્રનું શ્રવણ, ધર્મશ્રદ્ધા અને સંયમની શક્તિ' એ ચાર અંગ મળવા અતિ દુર્લભ છે.

❦ ❦ ❦

જેને મૃત્યુ સાથે મિત્રતા હોય, જે મૃત્યુથી છુટી શકતો હોય અથવા જે જાણતો હોય કે હું મરીશ નહિ, તે જ ખરેખર આવતી કાલ પર વિશ્વાસ રાખી સુખેથી સૂઈ શકે.

❦ ❦ ❦

જ્યાંસુધી ઘડપણ આવ્યું નથી, જ્યાંસુધી રોગનો ઉપદ્રવ થયો નથી, જ્યાંસુધી ઇંદ્રિયો અને અંગ ક્ષીણ થયાં નથી ત્યાંસુધી મનુષ્યે અવશ્ય ધર્મને આચરવો જોઈએ.

❦ ❦ ❦

ડાભની અણી પર રહેલું ઝાકળનું બિંદુ જેમ થોડી વાર જ ટકી શકે છે તે જ પ્રકારે મનુષ્યોનું જીવન પણ ક્ષણિક છે એમ સમજી હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર.

❦ ❦ ❦

કૈલાસ પર્વત જેવડા, સોના રૂપાના અસંખ્ય પર્વતો આપવામાં આવે તોપણ લોભીની તૃષ્ણા છીપતી નથી. કેમકે તૃષ્ણા આકાશ જેટલી અનંત છે. એક પૂરાઈ ત્યાં બીજી ઉભીજ છે માટે તૃષ્ણાથી પાછા હઠી સંતોષવૃત્તિમાં પ્રવેશ કરો.

❦ ❦ ❦

જેને તું હણવાનો વિચાર કરે છે તે તું પોતે જ છે; જેના પર તું અધિકાર ભોગવવા માગે છે તે તું પોતે જ છે, જેને તું સંતાપ આપવા ચાહે છે તે તું પોતે જ છે અને જેને તું દબાવવા-ઉપદ્રવ કરવા ઇચ્છે છે તે પણ તું પોતે જ છે. માટે બાહ્યવૃત્તિ ત્યાગી આંતરવૃત્તિમાં સ્થિર થા.

श्री जिनेन्द्राय नमः ॥

ખંભાત સંપ્રદાયના

# પૂજ્યશ્રી છગનલાલજી મહારાજનું

# જીવનચારિત્ર



## [ પૂર્વાર્ધ વિભાગ ]

अज्ञान तिमिरान्धानाम्, ज्ञानाञ्जन शलाकया ।
नेत्रमुन्मिलितं येन, तस्मै श्री गुरवे नमः ॥

**ભાવાર્થ**—જ્ઞાનરૂપી સળી વડે અંજન કરી, અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરીને જેણે ચક્ષુઓ ખુલ્લાં કર્યાં છે એવા શ્રી ગુરૂજનોને નમસ્કાર હો.

જગત્ જીવોના પરમ કલ્યાણરૂપ સર્વજ્ઞ તીર્થંકરો પ્રણિત જૈનધર્મ અનાદિ કાળથી વિદ્યમાન હોવાનું જૈન સિદ્ધાંતોમાં જણાવવામાં આવ્યું છે. પૂર્વકાળે અનંત તીર્થંકરો જગતજીવોનું કલ્યાણ કરી, સ્વકર્મનો ક્ષય કરી શાશ્વત સિદ્ધગતિને પ્રાપ્ત થયા. વર્તમાનકાળે આ અવસર્પિણી કાળમાં શ્રી ઋષભદેવથી માંડી અંતિમ તીર્થંકર ભગવાન મહાવીરસ્વામી સુધી આ ભરતક્ષેત્રમાં ૨૪ તીર્થંકર થયા. અને ભવિષ્ય કાળમાં અનંત તીર્થંકરો ઉત્પન્ન થઈ સિદ્ધગતિ–નિર્વાણ પ્રાપ્ત કરશે. એમ કાળાનુક્રમે એક પછી એક એવી અનંત ચોવીસીઓ થઇ ગઇ છે, થાય છે અને થશે. અને એ રીતે ભુત, ભવિષ્ય અને

વર્તમાન એમ ત્રણે કાળમાં જૈન ધર્મની વિજય પતાકા ફરકતી રહેશે. પરન્તુ ચડતી અને પડતી, ઉદય અને અસ્ત, ઓટ અને ભરતી, એ જેમ કુદરતનો નિયમ છે તેમ જૈન-ધર્મમાં પણ શિથિલતા અને દ્રઢતા, ઓટ અને ભરતી અવાર નવાર આવ્યા જ કરે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. અને એથીજ સર્વજ્ઞ તીર્થંકરોએ સમયના પ્રવાહને—સમયના યુગને 'કાળચક્ર' એવું નામ આપ્યું છે. આ કાળચક્રના બે વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) અવસર્પિણી કાળ અને (૨) ઉત્સર્પિણી કાળ અર્થાત્ ઉતરતો કાળ અને ચડતો કાળ. દરેક કાળના છ છ ભાગ પાડયા છે તેને 'આરા' કહેવાય છે. અવસર્પિણી કાળના પહેલા, બીજા અને ત્રીજા આરામાં યુગલધર્મ હોય છે. તેમાં જન્મ લેનાર મનુષ્યને યુગલીયા (જુગલીયા=ભદ્રિક) કહેવાય છે. યુગલીયા અર્થાત્ એક સાથે સ્ત્રી અને પુરુષ જન્મે, પછી ઉંમર લાયક થતાં તે બંને (ભાઈબ્હેન) પરણે, તેમને પણ યુગલરૂપ એકજ વાર સંતતિ થાય; એકને છીંક આવે અને બીજાને બગાસું આવે એટલે ઉભય મૃત્યુ પામે અને દેવ-ગતિમાં જાય. આ યુગલીયાઓને ખેતી, વેપાર કે કાંઇપણ અર્થોપાર્જનની પ્રવૃત્તિ કરવાની હોતી નથી. તેઓનાં પુણ્યોદયે જ્યારે તેમને ખાવાની ઇચ્છા થાય ત્યારે વિધવિધ પ્રકારનાં કલ્પવૃક્ષો તેમની સન્મુખ આવીને ઉભા રહે. તેઓ જે કાંઈ ખાદ્ય પદાર્થાદિ ચિંતવે તે તરત જ તે કલ્પવૃક્ષ દ્વારા તેઓને મળી જાય. આવી રીતે યુગલકાળના અંતે તીર્થંકરોનો જન્મ થવા માંડે છે.

અત્યારે અવસર્પિણી કાળ ચાલે છે. તેના ત્રણ આરા યુગલધર્મના પસાર થઇ ગયા. એને અંતે પહેલા તીર્થંકર

ભગવાન ઋષભદેવ સ્વામી થયા. તેમણે જગતને સભ્યતા શીખવી. ખાવું, પકાવવું, વસ્ત્ર બનાવવા, ખેતી કરવી, વ્યાપારાદિ પ્રવૃત્તિ કરવી, બધું તેમણે અજ્ઞાન પ્રજાને શીખવ્યું; એટલું જ નહિ પણ તે પછી આત્માના કલ્યાણરૂપ ધર્મ પ્રવૃત્તિની પણ તેમણે પ્રજાને સમજણ પાડી અને જૈનધર્મનો સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એવો ચતુર્વિધ સંઘ સ્થાપી ઉદ્ધાર કર્યો.

આ પછી ૪થા આરામાં ૨૩ તીર્થંકરો થયા. તેમાં છેલ્લા ૨૪ મા તીર્થંકર ભગવાન મહાવીર સ્વામી થયા.

બધા તીર્થંકરો ચતુર્વિધ સંઘની સ્થાપના કરી જગતજીવોને આત્મકલ્યાણનો માર્ગ બતાવે છે. તેમાં ઇંદ્રિયદમન, તપશ્ચર્યા, સદાચારનું પાલન કરવાનું હોય છે જે વડે આત્મા સદ્ગતિ મેળવી શકે છે. આમાં સાધુ અને શ્રાવક એ બંનેના જુદા જુદા ધર્મો હોય છે. સાધુ પંચ મહાવ્રતનું પાલન કરે છે. જ્યારે શ્રાવકને પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એવાં ૧૨ વ્રતોનું પાલન કરવાનું હોય છે.

દરેક તીર્થંકર જન્મ લ્યે ત્યારે જગતમાં જૈનધર્મની અવનતિ થઈ ગયેલી હોય છે. જગત પર હિંસા, અસત્ય, ચૌર્ય, મૈથુન, પરિગ્રહ, વૈરવિરોધ ઇત્યાદિ અવગુણો વિશેષ પ્રમાણમાં વ્યાપી ગયેલા હોય છે. આખો દેશ લગભગ અનાર્ય દશામાં આવી પડેલો હોય છે તે વખતે તીર્થંકરો દીક્ષિત થઇ જગત્-સુધારણાનું કાર્ય હાથ પર લ્યે છે અને પોતાની અમોઘ દેશના વડે ઠેર ઠેર ધર્મનો પ્રચાર કરે છે. રાગ અને દ્વેષ, ક્રોધ અને માયા, માન અને લોભ એ આત્માના દુશ્મનો છે, સૌને જીવન વ્હાલું છે અને મૃત્યુ અળખામણું છે; માટે સૌ

જીવોને પોતાના આત્મા સમાન ગણો, કોઈની પણ મન, વચન અને કાયાથી હિંસા ન કરો, ન કરાવો, ન અનુમોદો. એવો નવવિધ ધર્મ જગતને સમજાવે છે અને પોતાનાં જ્ઞાનબળ, ચારિત્રબળ અને પુરુષાર્થ બળથી ભવ્ય જીવોને આ સર્વજ્ઞ તીર્થંકરો સન્માર્ગ પર લાવી મૂકે છે. પશુઓ અને પક્ષીઓ, મનુષ્યો અને દેવો પ્રભુની આ અમૂલ્ય અમૃતવાણીનું પાન કરી સાન્ત્વન પામે છે અને ધર્મારાધન વડે સદ્ગતિ મેળવે છે.

વળી તેઓ ઉપદેશે છે કે:—અનંતકાળથી પરિભ્રમણ કરતા જીવને સંસારનો અંત લાવ્યા સિવાય છૂટકો નથી; કેમકે જન્મ, જરા અને મૃત્યુનાં અસહ્ય—અનંત દુઃખોથી—ભવભ્રમણથી છૂટવાનો એકજ રસ્તો છે અને તે એ કે—આત્માએ પોતાનાં જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ નિજધર્મમાં આવવું, અને નિજધર્મમાં આવવા માટે કર્મ રૂપી દુશ્મનોનો નાશ કરવા પુરુષાર્થ કરવો જોઇએ, ઉપર દર્શાવેલા સાધુ—શ્રાવકના ધર્મોનું પાલન કરવું જોઇએ.

આ અવસર્પિણી કાળના ચોથા આરાના અંતિમ દિવસોમાં ભગવાન મહાવીરનો જન્મ થયો હતો. તેમણે જે દ્વાદશાંગી વાણી પ્રરૂપી તે આજે આપણા આત્મકલ્યાણ માટે મોજુદ છે. ભગવાન મહાવીરે પોતે અનેક સંકટો સહન કરી પોતાના પૂર્વકૃત અસંખ્ય કર્મો ખપાવી નાખ્યા. ચંદનબાળા, ગોશાલક, ચંડકૌશિક સર્પ, આણંદાદિ ૧૦ શ્રાવકો, ઇંદ્રભૂતિ (ગૌતમ) આદિ ૧૧ ગણધરો, શ્રેણિક મહારાજા વગેરે અનેક જીવોનો ભ૦ મહાવીરે ઉદ્ધાર કર્યો. સાડા બાર વર્ષ સુધી તેઓ કેવલ્ય

પ્રવર્જ્યામાં રહ્યા. અને ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી, પાવાપુરી (અપાપાનગરી) માં હસ્તિપાળ નામના રાજાની શાળામાં કાર્તિક વદિ અમાવાસ્યા (આશો વદ અમાસ, ગુજરાતી) એ સર્વ કર્મનો ક્ષય કરી નિર્વાણ (મોક્ષ) પામ્યા. તેમના નિર્વાણ વખતથી જૈનોમાં વીર સંવત્ ચાલ્યો. આજે ૨૪૬૭ મું વર્ષ ભ૦ મહાવીરને નિર્વાણ પામ્યાનું ચાલે છે.

**શ્રી મહાવીર પછીના પટ્ટધરો**

ભ૦ મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા તેજ વખતે તેમના પટ્ટ શિષ્ય–પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીને કૈવલ્યજ્ઞાન થયું. તે દિવસે શ્રી મહાવીર સ્વામીની પાટે પ્રભુના પાંચમા ગણધર શ્રી સુધર્મ સ્વામીની સ્થાપના કરવામાં આવી.

(૧) સુધર્મસ્વામી, ભ૦ મહાવીર પછી ૨૦ વર્ષે મોક્ષ પધાર્યા.

(૨) જંબુસ્વામી, ભ૦ મહાવીર પછી ૬૪ વર્ષે મોક્ષ પધાર્યા.

(૩) પ્રભવસ્વામી, વીર સંવત્ ૭૫ માં દેવલોક પામ્યા.

(૪) સ્વયંપ્રભસ્વામી વીર સં. ૯૯ માં સ્વર્ગે ગયા.

(૫) યશોભદ્રસ્વામી વીર સં. ૧૪૮ માં સ્વર્ગે ગયા.

(૬) સંભૂતિ વિજય વી. સં. ૧૫૬ માં (૭) ભદ્રબાહુ-સ્વામી (૧૪ પૂર્વધારી) ૧૭૦ માં (૮) સ્થુલિભદ્ર (૧૦ પૂર્વધારી) ૨૧૫ માં, (૯) મહાગીરીસ્વામી ૨૪૫ માં (૧૦) સુહસ્તીસ્વામી ૨૯૧ માં (૧૧) સુપ્રતિબુદ્ધ ૩૩૯ માં, (૧૨) ઈંદ્રદિનસ્વામિ (૧૩) આર્યદિનસ્વામી (૧૪) વયરસ્વામી ૫૮૪ માં (૧૫) વજ્રસેનસ્વામી ૬૨૦ માં, આ પછી લાગલાગટ બાર

ર્ષનો દુષ્કાળ પડ્યો જેથી ત્યારબાદ થયેલ આચાર્યોના સમયનો ચોક્કસ કાળ મળી શકતો નથી.

વીરસ્વામી પછી ૬૦ વર્ષ સુધી પાલક રાજાએ અવંતીમાં રાજ્ય કર્યું. પછી ૧૫૫ વર્ષ સુધી નવ નંદરાજાઓએ પાટલીપુત્રમાં રાજ્ય કર્યું. તે પછી ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોક, કુણાલ અને સંપ્રતિ એ પાંચે ૧૦૮ વર્ષ રાજ્ય કર્યું. પછી ૩૦ વર્ષ પુષ્પમિત્રે, પછી ૬૦ વર્ષ બલમિત્રે તથા ભાનુમિત્રે, પછી ૪૦ વર્ષ નભવાહને, પછી ૧૩ વર્ષ ગર્દભિલ રાજાએ, પછી ૪ વર્ષ સકોકા રાજાએ રાજ્ય કર્યું એમ ૨૧ રાજાઓ વીર પછી ૪૭૦ વર્ષમાં થયા અને ૪૭૧ મા વર્ષથી વિક્રમ સંવત્ ચાલ્યો. આ રાજા વિક્રમે પરદુઃખભંજનનું નામ મેળવ્યું. જ્ઞાતિના બંધારણ કરી આપ્યાં, ન્યાય–નીતિ–વર્ણાવર્ણીનાં ધોરણ યોજ્યાં.

(૧૬) આર્યરોહસ્વામી (૧૭) પુશગીરી (૧૮) ફલ્ગુમિત્ર (૧૯) ધરણીધર (૨૦) શિવભૂતિ (૨૧) આર્યભદ્ર (૨૨) આર્યનક્ષત્ર (૨૩) આર્યરક્ષિત (૨૪) નાગસ્વામી (૨૫) જેહિલવિષ્નુ (૨૬) સઢીલ અણગાર (૨૭) દેવર્દ્ધિક્ષમા શ્રમણ ગણિ.

## સૂત્રપ્રબંધ

દેવર્દ્ધિ ક્ષમાશ્રમણ વિષે કહેવાય છે કે, તેઓ એક વખત સુંઠનો ગાંગડો વહોરી લાવેલા તે વાપરવાનું ભૂલી ગયા. કેટલાક વખત પછી તેમને તે સ્મરણમાં આવ્યું. તેથી તેમણે દીર્ઘદૃષ્ટિથી વિચાર કર્યો કે–મનુષ્યોની સ્મરણશક્તિ દિન પ્રતિદિન ક્ષિણ થતી જતી હોવાથી, શાસ્ત્રો મોઢે રહેશે નહિ તેથી તેને પુસ્તકારૂઢ કરવા જોઇએ. એમ ધારી વીર સંવત્ ૯૮૦ માં અથવા વિક્રમ સંવત્ ૫૧૦ માં તેઓએ,

મહાવીરપ્રભુએ પ્રરૂપેલાં સૂત્રો વલ્લભીપુર નગરમાં સૂત્રો રૂપે લખ્યાં.

## ઇતિહાસ

મહાવીર નિર્વાણ પછી વીર સંવત્ ૧૬૪ માં ચંદ્રગુપ્ત રાજા થયો. ૪૭૦ માં વિક્રમ સંવત્ ચાલ્યો. ૬૦૯ માં દિગંબર પંથ નીકળ્યો. ૬૭૦ માં સાચોરમાં વીરસ્વામીની પ્રતિમા સ્થાપવામાં આવી. ૮૮૨ માં ચૈત્યવાસ મંડાયો. ૧૪૬૪ વર્ષે વડગચ્છ, ૧૬૫૪ વર્ષે અંચળગચ્છ અને ૧૬૭૦ માં ખરતરગચ્છ સ્થપાયો. એ ખરતરગચ્છમાં થઈ ગયેલા જિન વલ્લભસૂરિએ 'સંઘપટ્ટક' નામે ગ્રંથ લખ્યો, જેમાં ચૈત્યવાસીઓની તથા મૂર્તિને નામે થતાં હિંસાદિ કાર્યોની અને આચાર શિથિલતાની ત્હેમણે બરાબર ખબર લઈ નાખી છે.

તે પછી વીર સં. ૧૭૨૦ માં આગમીયો ગચ્છ, ૧૭૫૫ માં તપગચ્છ અને તે પછી અનેક ગચ્છોનો જન્મ થયો.

## શ્રીમાન લોંકાશાહ

આ સમયમાં ભ૦ મહાવીરે જે સિદ્ધાંતો પ્રરૂપેલાં, આચારશુદ્ધિનું જે સર્વોત્કૃષ્ટ ધ્યાન કરેલું તેનો લગભગ લોપ થઈ ગયો હતો. મૂર્તિપૂજા અને દેવદ્રવ્યને નામે ધન ભેગું કરાતું હતું. ગૌચરીની શુદ્ધ ક્રિયાનો નાશ થયો હતો. તપશ્ચર્યાનું નામ નિશાન રહ્યું ન હતું. હિંસા અને આડંબરમાં ધર્મ મનાઈ રહ્યો હતો. ત્રસ સ્થાવર જીવોની સાધુઓ દ્વારા હિંસા થઇ રહી હતી. દર્શન શુદ્ધિનું ઠેકાણું ન હતું. અને કેવળ આડંબરયુક્ત યતિધર્મ બની રહ્યો હતો. શાસ્ત્રનું રહસ્ય શ્રાવકવર્ગથી છુપાયલું રાખવામાં આવતું હતું. નામધારી સાધુઓ

પોતાને ફાવતું પ્રવચન-ફાવતો ઉપદેશ કરતા હતા. આવા વખતમાં જૈન ધર્મનો શુદ્ધ ઉપદેશ કરનાર એક નીડર ક્રાંતિકર પુરુષ જન્મ્યો. તેનું નામ લોંકાશાહ.

લોંકાશાહ એક માન્યતા મુજબ અરહટવાડા (શીરોઇ તાબે)ના રહીશ, છતાં તેમણે પોતાનું મીશન અમદાવાદમાં સ્થાપ્યું. અનેક યતિઓના વિલાસધામ સમા એ અમદાવાદમાં રહી તેમણે વિલાસીઓના જીવનને પૂરેપૂરો ફટકો માર્યો. સુખી ગૃહસ્થ, રાજદરબારમાં પૂરતું માન, સંશોધન અને જ્ઞાનપ્રાપ્તિની ધગશ અને અક્ષર સુંદર. તેઓ અવાર નવાર યતિઓના દર્શને જતા. :એકવાર એક યતિએ લોંકાશાહને કહ્યું: શાહજી, જુઓને આ ગ્રંથોની કેવી ખરાબ દશા થઇ રહી છે! જો તેનો પુનરુદ્ધાર નહિ થાય તો ભ૦ મહાવીરનું આ જ્ઞાનરૂપી ધન નાશ પામશે અને જતે દહાડે અમે કે અમારા શિષ્યો આધાર વગરના બની જઇશું! સ્થિતિ આવી છે અને હવે અમે તો આ ગ્રંથ ભંડારો પલેવી પલેવીને થાકી ગયા છીએ. આપના દસ્કત ઘણા સુંદર છે તો ત્હમે આ દશવૈકાલિક, આ ઉત્તરાધ્યયન આદિ સૂત્રો ફરી ન લખી શકો? લોંકાશાહ બોલ્યા: આપની આ માગણી મ્હારાથી અવગણી શકાય તેમ નથી. વળી મને જૈનસૂત્રો પર બહુ માન છે એટલું જ નહિ પણ મ્હને તેનો અભ્યાસ કરવાનો પણ શોખ છે. અલબત્ત, સૂત્રો લખતાં વખત તો જશે પરન્તુ એક શરત?

"શી?" જ્ઞાનજી નામના યતિ આશ્ચર્ય સાથે બોલી ઊઠયા.

"આપને મેં પ્રથમ જ કહ્યું કે મારે જ્ઞાનપ્રાપ્તિની ભૂખ છે. એક નકલ આપના ભંડાર માટે અને એક નકલ મ્હારા પોતાના વાંચન માટે એમ બે નકલો કરવા હું ઇરાદો સેવું છું." લોંકાશાહે જણાવ્યું.

"કશી હરકત નહિ, ખુશીથી આપ બે નકલો બનાવો અને અમને એક આપો તો પણ ઘણું છે. આવી ધર્મ-દલાલી કરવા અત્યારે કોણ તૈયાર છે?"

લોંકાશાહ યતિ પાસેથી એક પછી એક સૂત્રો લઇ જવા લાગ્યા. અને દરેકની એક પોતા માટે અને એક યતિ-ભંડાર માટે લખી એક નકલ યતિજીને મોકલાવતા. આમ તેમણે કેટલાએક સૂત્રો લખી નાખ્યા.

પણ લોંકાશાહ જબ્બર વિચારક હતા. દશ વૈકાલિક સૂત્રના એક એક શ્લોકના અદ્ભૂત રહસ્ય પર તેઓ આનંદ સાથે ખેદ અનુભવતા. આનંદ એટલા માટે કે પ્રભુએ આત્મ-સાધકો માટે કેવી અદ્ભૂત શિક્ષાઓ આપી છે, અને ખેદ એ કે—આજના યતિઓ ત્હેમણે દર્શાવેલા માર્ગથી કેટલા દૂર દૂર જઈ રહ્યા છે! લોંકાશાહનું હૃદય ભરાઈ આવ્યું. તેમણે ભ૦ મહાવીરના શુદ્ધ માર્ગને જગતની બજારમાં મૂકવાનો નિરધાર કર્યો.

ત્હેમણે જ્ઞાનજી આદિને સૂત્રનું રહસ્ય અને તેઓનું ઉન્માર્ગગમન સ્પષ્ટ બતાવી દીધું. શિથિલ યતિઓ પોતાની શિથિલતા છોડી શકયા નહિ; ઉલટું તેઓ લોંકાશાહને 'નિંદક'નું બિરૂદ આપવા લાગ્યા. લોંકાશાહે સત્યમાર્ગને વધારે મક્કમતાથી જાહેર કરવાનો નિર્ણય કર્યો.

હવે લોંકાશાહ સર્વસૂત્રપારગામી બની ગયા હતા. એટલે તેઓ જે જે તેમના સહવાસમાં આવતા તે તે બધાને આજના યતિઓના પાખંડ, શિથિલાચારીપણું વગેરે વર્ણવતા. પરિણામ એ આવ્યું કે કેટલાક તેમના ભક્તો લોંકાશાહનું કથન સાંભળી યતિને જ વાત કરતા; યતિઓને આથી લોંકાશાહ પ્રતિ વિશેષ તિરસ્કાર થયો.

પણ વીર લોંકાશાહ આથી ન ડગ્યા. તેમણે જૈન–ધર્મોદ્ધાર અને જૈનક્રિયોદ્ધારનો ઝંડો ફરકાવવો ચાલુ જ રાખ્યો. પરિણામ એ આવ્યું કે ધીરે ધીરે લોકોની રૂચિ આ સત્યવકતા શાહજી તરફ વધતી ગઈ. ખાડો ખોદે તે જ પડે તે ન્યાયે સૌ કોઈ યતિઓ તરફ જ કટુ નજરે જોવા લાગ્યા. અમદાવાદ શહેરમાં યતિઓએ લોંકાશાહ સામે ઘણી ચાલબાજીઓ ચલાવી, પરન્તુ ગંભીર, શાણા, શાન્ત, વિદ્વાન અને ભાવચારિત્રશીલ શાહજીનો વાંકો વાળ પણ કોઈ ન કરી શકયું.

ધીરે ધીરે લોંકાશાહની કીર્તિ ચારે કોર પ્રસરી ગઇ. હજારો માણસો આ શાહજીના સત્ય બોધ તરફ ઢળ્યા. દેશ દેશાન્તરમાં પણ લોંકાશાહના સત્ય જૈનમાર્ગ અને યતિ-આચારનો પડઘો પ્રસરી ગયો.

કેટલાક લોંકાશાહના અનુયાયીઓએ આ વખતે ત્હેમને કહ્યું કે–ત્હમે જે માર્ગની પ્રરૂપણા કરી રહ્યા છો તે નિઃશંસય શુદ્ધ અને આત્મકલ્યાણકર્ત્તા છે, પરન્તુ હવે આપણે તેને આચારમાં મૂકવો જોઇએ. અર્થાત્ આપણે મુનિમાર્ગ ગ્રહણ કરી લેવો જોઇએ.

લોંકાશાહ આ વખતે વૃદ્ધ ઉમરે પહોંચેલા હતા.

કેશલુંચનાદિ કષ્ટો, શીત–તાપના પરિષહો, આહારપાણીની અનિયમિતતા કે કઠોરતા તેમનાથી સહન થઇ શકે તેમ ન હતું. ત્હેમણે અનુયાયીઓને કહ્યું. જો પળી શકે તો શુદ્ધ આચારવાળી જ દીક્ષા પાળવી જોઈ એ. પરન્તુ મારા માટે પ્રતિકુળ સંયોગો છે. તમારી ઈચ્છા હોય તો તમે તે માર્ગ શુદ્ધ વર્તનદ્વારા દીપાવી શકો છો અને આત્મોદ્ધાર કરી શકો છો.

સૌએ આ કબુલ કર્યું. આ વખતે ૪૫ જણાઓ એકી સાથે દીક્ષા લેવા તૈયાર થયા. લોંકાશાહે* સૌને દીક્ષા–વિધિ બતાવી. ભગવાન મહાવીરની આજ્ઞાએ ૪૫ જણાએ સંવત ૧૫૩૧ માં જૈન માર્ગની દીક્ષા લીધી.

બધાઓ આ પછી ભારતભરમાં વિચર્યા. અને લગભગ ૭ લાખ મનુષ્યોને સત્ય ધર્મના ( સનાતન જૈન–સ્થાનકવાસી જૈન ) ઉપાસક બનાવ્યા.

__શીથીલતા__

ધર્મપ્રાણ લોંકાશાહના ઉપદેશ પ્રમાણે કેટલાક વર્ષો સુધી તો સંયમમાર્ગ બરોબર ચાલ્યો પરન્તુ ધીરે ધીરે તેમાં પણ ગાબડાં પડતાં ગયાં. મુનિઓ સુખશીલીયા બનતા ગયા અને તે એટલે સુધી કે અગાઉ યતિ પંથ જેવો દ્દઢ હતો તેવોજ શીથીલ યતિપંથ બની ગયો. પોતાના થકા મકાનોમાં રહેવું; દોરાધાગા, દવાઓ ઈત્યાદિ કરવાં, રસોઈ બનાવરાવીને જમવું, વાહનો રાખવાં, પૈસાનો પરિગ્રહ રાખવો વગેરે વગેરે નામનો જ વેષધારી માર્ગ બની રહ્યો.

લોંકાશાહ તો કયારનાએ કાળધર્મ પામી ગયા હતા

* એક પટ્ટાવલીમાં શ્રીમાન લોંકાશાહે થોડો વખત દીક્ષા પાળી હતી એવો ઉલ્લેખ પણ મળી આવે છે.

અને હવે એવો કોઈજ સાચો સુધારક–ક્રાન્તિકારી ન્હોતો રહ્યો એટલે લોંકાશાહે રોપેલો સત્યધર્મનો બગીચો સાવ કરમાઈ ગયો હતો. જો કે લોંકાશાહનું નામ વિચ્છેદ ન્હોતું ગયું અર્થાત્ લોંકાશાહની શાખાઓ પ્રવર્તતી હતી અને સૌ કોઈ લોંકાગચ્છના જ યતિઓ કહેવાતા હતા; પરન્તુ આપણે જે સાચા મુનિ માર્ગ વિષે વાત કરી રહ્યા છીએ તે માર્ગનો–ભ૦ મહાવીરે બતાવેલી આજ્ઞાનુસાર ચાલનારા યતિવર્ગનો સદંતર લોપ થઈ ગયો હતો અને સારા ક્રિયોદ્ધારકની જરૂરત હતી.

## લોંકાશાહના વારસદારો ઉન્માર્ગે

ધર્મપ્રાણ લોંકાશાહે સ્થાપેલું મીશન અત્યારે ત્રણ ભાગમાં વહેંચાઇ ગયું હતું, લોંકાશાહની પહેલી પાટે થયેલા ભાણજી ઋષિ (૪૫ માં અગ્રગણ્ય યતિ)થી એક પછી એક યતિપૂજ્ય ગાદિએ આવ્યા બાદ કેટલાક વર્ષો પછી તેમાંથી ત્રણ વિભાગ પડી ગયા. તેમાં એક વિભાગ તે જામનગરની શાખા (૨) બીજી વડોદરાની શાખા અને (૩) ત્રીજી જેતારણની શાખા.

હાલમાં જેતારણની શાખા યતિઓના અભાવે નિર્વંશ બની ગયેલ છે જ્યારે જામનગર અને વડોદરાની ગાદીના યતિઓ હાલમાં વિદ્યમાન છે. વાચકો જોઇ શકશે કે લોંકાશાહે સ્થાપેલું મીશન કેટલું દૃઢ હતું પરન્તુ સમયના વહેવા સાથે તેમની પરંપરામાં જે શીથીલતા આવી તે અત્યારે પણ જોઈ શકાય છે. આ શાખાના યતિઓ અદ્યાપિ પણ મૂર્તિપૂજાના વિરોધી છે. ઉઘાડે મસ્તકે રહેવું, સાધુની જેમ પછેડીઓ ઓઢવી અને પહેરવી, ભ૦ ઋષભદેવાદિ ૨૪ તીર્થંકરોને માનવા, તેમન ફરમાનોને તહત્ કહેવા, પ્રતિક્રમણ, કલ્પસૂત્રાદિ વાંચન, પર્યુષણ મહોત્સવ આદિ લગભગ ઘણી વિધિઓ જૈન સમાજને મળતીજ

હોય છે; પરન્તુ મૂર્તિને સ્થાને ગુરૂનાં પગલાંનું પૂજન કરવું, ન્હાની સરખી દેરી બનાવી દેરામાંની પ્રતિમાની જેમ પૂજન કરવું. પોતાના માટે રસોઈ કરાવવી, અમુક જ મર્યાદિત ક્ષેત્રોમાં વસવું, પરિગ્રહ રાખવો અને કોઇ કોઇ દવાઓ પણ કરે. આ રીતે લોંકાશાહનાં સ્થાપેલાં મીશનમાં મોટું ગાબડું પડી ગયું હતું.

**પ્રકાશ દેખાય છે**

કુદરત કુદરતનું કાર્ય કર્યે જાય છે. રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત્રિ હોય છે, પ્રકાશ પછી અંધકાર અને અંધકાર પછી પ્રકાશ પ્રકટે છે તેમ ભ૦ મહાવીરના આ પવિત્ર શાસનમાં પણ પ્રકાશ પ્રગટવાનો જ હતો; જૈનધર્મની લોપ થયેલી શુદ્ધ શાખા પુનઃ સતેજ થવાની જ હતી. અંધકારમાં સબડતી પ્રજાને ધર્મની ચિનગારી મળવાની જ હતી. તદનુસાર સત્તરમા સૈકાના અંત વખતે બે મહા-પુરુષો છૂપા જવાહીર રૂપે અવનિપર અસ્તિત્વ ધરાવતા હતા અને તે એક શ્રીમાન ધર્મસિંહજી અને બીજા શ્રીમાન લવજી ઋષિ.

સત્તરમા સૈકાના અંતે લોંકાશાહની તેરમી પાટે જામ-નગરમાં શીવજી યતિ પૂજ્ય તરીકે હતા. તેમણે લોંકાશાહની કીર્તિમાં ઘણો ઉમેરો કરી જૈનધર્મની વિજયધ્વજા ફરકાવી હતી. આ વખતે એક તરફ યતિવર્ગ અને બીજી તરફ ચૈત્યવાદીઓનો સમૂહ મોજુદ હતો. શીવજી ઋષિના પાટણના ભવ્ય ચોમાસાથી તેમની કીર્તિ ચૈત્યવાદીઓ સહન ન કરી શકયા એટલે તેમણે શીવજી ઋષિ વિરુદ્ધ કેટલીક વાતો દિલ્હીના બાદશાહને લખી જણાવી અને બાદશાહને ઉશ્કેર્યો. બાદશાહે તરતજ શીવજી

યતિને દિલ્હી આવવા ફરમાન કર્યું. શીવજીયતિએ દિલ્હી જઈ પોતાના ધર્મના સિદ્ધાન્તો અને ચૈત્યવાદીઓની દંભ-પ્રવૃત્તિ ખુલ્લી પાડી. પરિણામે બાદશાહ ખુશ થયો અને શીવજીઋષિને પાલખી વગેરેની ભેટ આપી.

આ ભેટનું પરિણામ બહુ માઠું આવ્યું. માન એ બહુ બૂરી ચીજ છે. પોતાના સત્યમાર્ગમાં જરાક જેટલું માન પણ કેવા અનર્થનું કારણ થઈ પડે છે અને ભ૦ મહાવીરના શાસ-નમાં કેવા કુઠારાઘાત સમાન થઈ પડે છે તે હવે પછી જણાશે. બાદશાહે આપેલ પાલખી, સોનાની કટારી, ચમ્મર વગેરેથી તો યતિઓ ખૂબ ગર્વાન્વિત બન્યા. આ ગર્વના તોરમાં તેઓ પોતાનો ધર્મ ભૂલી ગયા અને પછી–પછી તો પાલખી, ચામર ઇત્યાદિ પરિગ્રહે ક્રમાનુક્રમે યતિઓ પરિગ્રહધારી બની ગયા.

આજ વખતે શીવજી યતિ પાસે મહાવિચિક્ષણ અને ભવ્યાત્મા ધર્મસિંહ નામના શિષ્ય હતા. તેઓ સમજ્યા કે યતિઓનો આ પરિગ્રહ મહાપતનનું કારણ છે. ધર્મસિંહે આ બધું છોડી દેવા અને સાધુ ધર્મની શુદ્ધ દીક્ષા વહન કરવા શીવજીયતિને નમ્રપણે સૂચવ્યું; પરન્તુ શીવજી યતિ આ રાજસાહ્યબીનો ત્યાગ ન કરી શકયા. આખરે તેમની રજા લઈ ધર્મસિંહજી યતિ તેમનાથી છૂટા પડયા અને સં. ૧૬૮૫ માં અમદાવાદમાં સ્વતંત્ર રીતે શુદ્ધ મુનિ માર્ગની દીક્ષા અંગીકાર કરી. ત્હેમણે જે સંપ્રદાય સ્થાપ્યો તેનું નામ હાલનો વિદ્યમાન દરિયાપુરી સંપ્રદાય.×

---

× શ્રીમાન ધર્મસિંહજીમુનિના ઇતિહાસ માટે જુઓ વા. મો. શાહ કૃત ઐતિહાસિક નોંધ. અથવા પૂ. મુનિ શ્રી મણીલાલજી મ. કૃત જૈન ધર્મનો ઇતિહાસ અને પટ્ટાવલી.

# સમર્થ ક્રિયોદ્ધારક શ્રી લવજી ઋષિ



આપણે આ પૂર્વે લોંકાગચ્છના યતિવર્ગનો ઇતિહાસ તપાસ્યો. તેની ત્રણ શાખાઓ હતી તે પણ આપણે વાંચી ગયા. તે એ કે—જામનગરની ગાદીપર કુંવરજી પક્ષના શ્રી પૂજ્યો, (૨) વડોદરાની ગાદી પર કેશવજી પક્ષના શ્રી પૂજ્યો અને જેતારણ (અજમેર)માં ધનરાજજી પક્ષના શ્રી પૂજ્યો. (પણ થોડાક વર્ષ પછી યતિઓને અભાવે આ પક્ષનું વંશ-વૃક્ષ બંધ થઈ ગયું.

વડોદરાની કેશવજી પક્ષની શાખાને માનનાર 'વીરજી વોરા' નામના એક દશાશ્રીમાળી વણિક આ વખતે સુરત (ગોપીપુરા)માં રહેતા હતા. તેમને 'કુલબાઇ' નામે એક પુત્રી હતી. તેને તે જ ગામમાં પરણાવવામાં આવી હતી. આ કુલબાઈની કુક્ષિએ એક ભાગ્યશાળી પુત્ર રત્નનો જન્મ થયો હતો અને તે જ આપણા ચરિત્ર નાયક શ્રી લવજી. શરૂઆતની તેમની સ્થિતિ કાંઇક સારી; પરન્તુ જ્યારે ભાગ્ય પલટાય છે ત્યારે બધું પલટાય છે એ નિયમ મુજબ કુલબાઈ વગેરે આર્થિક સ્થિતિએ મુશ્કેલીમાં આવી પડયા; એટલું જ નહિ પરન્તુ કુલબાઈના પતિનું પણ આવે સમયે એકાએક અવસાન થયું. તેથી આશ્રય રહિત બનેલ પુત્રી અને ભાણેજને વીરજી વોરાએ પોતાની સાથે રાખ્યા.

વીરજીવોરા લક્ષાધિપતિ હતા. તેમના વિષે એક દંત-કથા છે કે:—વીરજીવોરા ન્હાની ઉમરમાં ગરીબાવસ્થામાં હતા

તેથી તેઓ એક વૈષ્ણવધર્મી શેઠને ત્યાં નોકરી કરતા હતા. તે શેઠની વતી હમેશાં તેઓ દૂધની એક તાંબડી ભરીને વલંદાની કોઠી પાસે થઇ પશ્ચિમ તરફ રાંદેરગામના રસ્તે નદીમાં નાખવા જતા હતા. એકવાર રસ્તા વચ્ચે એક સર્પે આવીને વીરજી વોરાના જવાનો માર્ગ રોકી લીધો. વીરજી વોરાએ ધાર્યું કે આ સર્પને દૂધ પીવાની ઇચ્છા થઈ લાગે છે તેથી તેમણે દૂધની ભરેલી તે તાંબડી સર્પના મ્હોં આગળ મૂકી. સર્પ તેમાંનું બધું દૂધ પી ગયો એટલે વીરજીવોરા ખાલી તાંબડી ઉપાડી ચાલવા લાગ્યા તે વખતે પણ પેલો સર્પ વીરજીવોરાના જવાના માર્ગ આડે આવી ઉભો રહ્યો. વીરજી વોરા આશ્ચર્ય સાથે મનમાં બોલી ઉઠયા: આ સર્પ દૈવી હોય તેમ જણાય છે અથવા તેને હજુ પણ કોઇ ઇચ્છા રહી ગઇ હોય તેમ જણાય છે, પણ શું કરવું ? એટલામાં જ તે સર્પે વીરજીવોરાના વસ્ત્રનો એક છેડો ધીરેથી મ્હોંમાં લીધો અને જાણે તે વીરજીવોરાને કોઈ સ્થાને લઈ જવાનો સંકેત કરતો હોય તેમ વર્તાવ કરવા લાગ્યો. આથી વીરજીવોરાએ સર્પની પાછળ પાછળ ચાલવા માંડયું. ધીરે ધીરે તેઓ નદી કિનારે પહોંચ્યા એટલે સર્પે ત્યાં આગળ પડેલી એક શીલાને ભરડો આપ્યો અને પછી તેણે તે શીલા ઉંચી કરી; એટલે એક ભોંયરૂં દેખાયું તેમાં તે વીરજી શેઠને લઇ ગયો. તે વખતે સર્પે પોતાની પાસેનો મણી બહાર કાઢી પોતાના માથા પર મૂકયો એટલે ભોંયરામાં સર્વત્ર અજવાળું થઈ ગયું. આગળ જતાં પુષ્કળ ધનથી ભરેલો એક મોટો ચરૂ દેખાયો તે સાથે ત્યાં દેવતાઈ ભુંગળો વાગતી સંભળાઇ. જે પુણ્યવાન પુરુષ હોય છે, જે ધનનો અધિકારી હોય છે તેને વિષે આવું

કૌતુક અને તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. છતી લક્ષ્મી હોય છતાં કોઇના કિસ્મતમાં તે ન હોય તો તેને તે પત્થર-વત્ દેખાય છે અને એની એજ લક્ષ્મી જેના ભાગ્યમાં હોય તેને તે ભાગ્ય યોગે સાંપડે છે. વીરજીવોરાનું કિસ્મત અત્યારે જોર કરતું હતું તેથીજ તેને સર્પનો આવો પ્રસંગ બન્યો એમ માનવામાં ખાસ અતિશયોક્તિ નથી.

ઉપરોક્ત ધન પેલો સર્પ જાણે વીરજીવોરાને જ આપવા માગતો હોય તેમ તેણે પોતાની ફેણ વીરજીવોરાના માથે ધરીને પ્રસન્નતા બતાવી. વીરજીવોરાના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેણે તે ધન ક્રમે ક્રમે ઘર ભેગું કર્યું. અને તે પછીથી વીરજી શેઠ લક્ષાધિપતિ જ નહિ પણ ક્રોડાધિપતિ+ કહેવાવા લાગ્યો.

વીરજીવોરા સફરી વેપારી કહેવાતા હતા. તેમજ તેમને નગરશેઠની પદવી મળી હતી. તેઓ ઘણા રાજાઓને દ્રવ્યાદિની મદદ કરતા હતા એટલે બહારના રાજ્યોમાં અને તળપદ સૂરતના રાજદરબારે ત્હેમનું ખૂબ માન હતું. તે વખતે સુરતમાં નવાબી રાજ્ય હતું.

વીરજીવોરા વિષે એવું કહેવાય છે કે તેઓ બળેવને દિવસે પૌષધ કરતા અને તે જ દિવસે નવાબની સવારી નીકળતી. તેમાં હાજરી આપવા માટે નવાબ તરફથી વીરજી-

---

+ આ સઘળું ધન ગણતાં છપ્પન ક્રોડ સોનૈયા હતા એમ કહેવાય છે. તેથી છપ્પન ભુંગળો વાગતી હતી. હાલમાં ગોપીપુરામાં પ્રેમચંદ રાયચંદની ધર્મશાળા છે ત્યાંથી રાંદેરનો પૂલ બંધાયેલો છે ત્યાં સુધી આ ભોંયરૂં હતું એમ કહેવાય છે.

વોરાને આમંત્રણ મોકલવામાં આવ્યું. વીરજીવોરાએ પૌષધ કરવાને કારણે હાજરી નહિ આપી શકે એમ જણાવવાથી નવાબ વિચારમાં પડ્યા. ત્હેમણે વિચાર્યું કે આગેવાન પ્રજાજન વગરની મ્હારી સવારી શા કામની ? એકજ ફક્ત વીરજીવોરાના માનને ખાતર નવાબે બળેવની સવારી બંધ રાખી અને એકમની સવારી કાઢી. તે દિવસથી આજે પણ બળેવને બદલે એકમને દિવસે સવારી ચડે છે. એ પ્રતાપ ધર્મવીર અને રાજ્યમાનનીય વીરજીવોરાનો.

વાચક, આપણે હવે મૂળ વાત પર આવીએ. કુલબાઈમાં ધર્મસંસ્કારો ઘણા સારા હતા. એટલે માતાના સંસ્કારો પુત્રમાં ઉતરે તે સ્વાભાવિક હોઈ લવજી પણ બુદ્ધિશાળી અને સંસ્કારી બન્યો. સંધ્યા સમયે કુલબાઈ જ્યારે પ્રતિક્રમણાદિ ક્રિયા કરે ત્યારે કિશોર લવજી તે બધું મનન પૂર્વક સાંભળે અને હ્રુદયમાં ઉતારે. પરિણામ એ આવ્યું કે શ્રી લવજીની ધર્મશ્રદ્ધા–બુદ્ધિમતા દિવસે દિવસે વૃદ્ધિંગત થવા લાગી.

આ વખતે યતિ પૂજ્ય શ્રી વજાંગજી મહારાજ ત્યાં બિરાજતા હતા. એકવાર કુલબાઈ માતા પોતાના કિશોર પુત્ર લવજીને સાથે લઈ ગુરૂના દર્શને આવ્યાં. વાતચિતમાં યતિએ કુલબાઇને કહ્યું કે બાળકમાં ધર્મસંસ્કાર નાખવા અને ધાર્મિક જ્ઞાન આપવું એ માતાની ફરજ છે માટે ત્હમે તે તરફ પૂરતું લક્ષ આપજો. વિચક્ષણ લવજી આ વખતે બોલી ઊઠ્યો:–મહારાજ! આપની કૃપાથી મ્હને જૈનધર્મના સામાન્ય જ્ઞાનની માહીતિ મળી ગઈ છે. સામાયકાદિ વિધિ હું શીખી

જવા પામ્યો છું. આ સાંભળી વજાંગજી યતિ આશ્ચર્ય પામે છે અને બાળક લવજીને તે બોલી જવા જણાવે છે. લવજી આ વખતે કેટલાક પાઠો કડકડાટ બોલી જાય છે તેમજ કેટલાક પૂછવામાં આવેલ પ્રશ્નોના ઉત્તરો પણ આપી દે છે. આથી યતિના આનંદનો પાર રહેતો નથી. ત્હેમને લાગે છે કે આ લવજી મહા પ્રભાવશાળી થશે. એમ વિચારી તેમણે તે બાળકનાં સામુદ્રિક ચિન્હો જોયાં. તેની પરાક્રમ રેખાઓ તેજસ્વી નિહાળી યતિના આશ્ચર્યનો પાર ન રહ્યો. કોઇ સારો ભવ્યાત્મા નીકળી આવે તો આ યતિવર્યો છોડે તેવા ન હતા. ત્હેમણે વિચાર્યું કે જો આ બાલક મારો શિષ્ય બને તો ધર્મનો ઉદ્ધાર થાય, તેમ બાળકનું કલ્યાણ થાય અને અમારો પંથ પણ ઉજ્જવળ બને.

માતાપુત્ર ગુરૂને વાંદીને ઘેર ગયા. પરન્તુ યતિજીના મનનો વસવસો કોઇ રીતે દૂર ન થયો તે નજ થયો. તેઓ વીરજી વોરાના આગમનની રાહજ જોઈ રહ્યા હતા. તેવામાં વીરજીવોરા ગુરૂના દર્શને આવ્યા. વાતવાતમાં યતિજીએ કહ્યું કે ત્હમારો ભાણેજ અહિં આવ્યો હતો. તેનું ભવિષ્ય ખૂબ ઉજ્જવળ છે અને જો તે વિદ્યાવૃદ્ધિ પછી દીક્ષિત બને તો ગચ્છનું નામ કાઢે. શું ત્હમે આ પરમાર્થના ભાગીદાર ન બની શકો?

વીરજી વોરા બોલ્યા: ગુરૂદેવ! જેનું મન હંમેશ ધર્મમાર્ગે જ લાગેલું છે, તેની પાસે મુકાયલી આ વાત આનંદ સાથે ગૌરવ લેવા જેવી છે. આપની આજ્ઞાના પાલન માટે હું ઉત્સુક છું. ફુલબાઇને પૂછી આપને હું ઉચિત જણાવીશ.

વીરજી વોરા આટલું કહીને ઘેર આવ્યા. ત્હેમણે ઉપરોક્ત વાત ફુલબાઇને કરી. ફુલબાઇ સંસ્કારી હતી. ત્હેણે

પિતા અને ગુરૂની ઇચ્છામાં બાધા ન કરી. તેણે પોતાનું એકનું એક રત્ન ગુરૂચરણે સમર્પણ કરી દીધું. લવજીએ પણ માતાપિતાનો પરમાર્થ કાર્યમાં પોતાને જોડાવાની આપેલી અનુમતિ માટે આભાર માન્યો.

આપણા કથાનાયક શ્રી લવજી ગુરૂની સેવામાં આવી રહ્યા. રાતદિવસના સૂત્રાધ્યયનના મંથને ત્હેમની બુદ્ધિ–જ્ઞાનમાં ખૂબ ઉમેરો થયો, સાધુ આચારનું તેમણે સંપૂર્ણ જ્ઞાન મેળવી લીધું. જેઓને પ્રમાદી જીવન ગાળવામાં આનંદ હોય છે, જેઓ દેહભાવ, આત્મભાવની મૂળ સ્થિતિથી અજ્ઞાત છે અથવા કહો કે જેઓ પુદ્ગલાનંદી છે ત્હેમને તો સૂત્રોમાં ગમે તેવું લખ્યું હોય તેના યથોચિત પાલનની કંઈ પડી હોતી નથી; પરન્તુ જેઓ સંસારના દુઃખદ સ્વભાવને જાણીને સંસારથી વિરક્ત થયા છે, જેમને આત્મકલ્યાણ સિવાય બીજા કશામાં રુચિ થતી નથી, ત્હેમને તો શીથીલાચાર અને શીથીલાચારીઓ પ્રત્યે દયા આવે ત્હેમાં નવાઇ નથી.

યતિશિષ્ય લવજી સંબંધમાં પણ આવુંજ કંઈક બન્યું. જૈન સૂત્રોના બધા ભાવો તેમણે જાણી લીધા હતા. સાધકના આચાર વિચારોથી તેઓ સંપૂર્ણતઃ પરિચિત બની ગયા હતા. તેથી એક દિવસે તક જોઈને ત્હેમણે ગુરૂને કહ્યું. ગુરૂદેવ! આપે મ્હને સારી રીતે ભણાવ્યો છે તો હવે જીવનની કલ્યાણકારી એવી ભાગવતી દીક્ષા મ્હારે લેવી જોઇએ.

“ઘણી ખુશીથી” હું પણ એવા શુભ મુહુર્તની રાહ જોઈ રહ્યો છું.” ગુરૂએ કહ્યું.

“પ........ણ” શ્રી લવજીએ ગંભીરતાથી કહ્યું.

"શું ?" વજાંગજીએ પ્રશ્ન કર્યો.

લવજી બોલ્યા—એ જ કે ભગવાન મહાવીરે ભગવતી સૂત્રમાં પ્રરૂપ્યું છે કે જૈન ધર્મનું શાસન પાંચમા આરાના છેડા સુધી અબાધિત રહેશે.

"એટલે ?" વજાંગજીએ આશ્ચર્ય પામી કહ્યું.

"એટલે એ જ કે આજે ત્હમે જે ચારિત્ર પાળી રહ્યા છો તે વાસ્તવિક રીતે ચારિત્ર નથી પણ ચારિત્રાભાસ છે. આ વિલાસ, આ વૈભવ, આ પાલખી, આ ચામર, આ મકાન, આ પરિગ્રહ, આ રસોડા, આ બધું રાખવાનું શું ભગવાન મહાવીરે ફરમાવ્યું છે ? કૃપા કરી આ બધું છોડો તો હું આપની પાસે દીક્ષા લઉં."

યતિ આ સાંભળી આભા જ બની ગયા. તેઓ બોલ્યા: ભાઈ, આ પંચમ કાળ છે એ શું તું નથી જાણતો ? વળી આ બધું આપણે કયાં નવું કર્યું છે ? એ તો પરંપરાથી ચાલતું આવ્યું છે. આમાંથી સમજવાનું એ જ કે આપણે આ બધી વસ્તુઓ પર આસક્તિભાવ ન રાખવો એટલે તેથી આપણું કલ્યાણ જ છે, બાકી દરજ્જાના પ્રમાણમાં સાધુઓને કેટલીક વસ્તુઓનો પ્રબંધ કર્યા વિના છુટકો જ નથી. જમાનો કેટલો આરિક છે, વળી લોકોની ધર્મશ્રદ્ધા પણ કેટલી બધી ફરી ગઇ છે એમ કહી પોતાની નિર્બળતા ન દર્શાવતા યતિએ પોતાના દરજ્જાની ડંફાસ મારી.

આ સાંભળી લવજી વિચારવશ બની ગયા. બીજે દિવસે આ વાત વીરજી વોરાના કાને આવી. વીરજી વોરાને લાગ્યું કે મ્હારા ગુરૂ પાસે સારી આશાએ પૌત્રને (પુત્રીના પુત્રને) ભણાવ્યો

અને હવે તે બીજે દીક્ષા લે તો મારૂં નાક જાય. તેથી ત્હેમણે લવજીને ખૂબ સમજાવ્યો, તેની ખૂબ વિનયભક્તિ કરી અને છેવટમાં પોતાના ગુણવંચક ન બનવાની લવજીને આગ્રહપૂર્વક વિનંતિ કરી. આખરે ભેદાતા હૃદયે પણ લવજીને દાદાના કુળગુરૂ યતિવર્ય શ્રી વજ્રાંગજી પાસે દીક્ષા લેવાની ફરજ પડી. દીક્ષાનું મુહુર્ત જોવરાવવામાં આવ્યું. વીરજી વોરાના આનંદનો પાર ન રહ્યો. નિશ્ચિત તિથિએ ખૂબ દ્રવ્ય ખર્ચી વીરજી વોરાએ ભાણેજનો દીક્ષા મહોત્સવ ઉજવ્યો. એક કવિએ યોગ્ય જ ગાયું છે કે:-

તૂટેલા તાર વીણાના, ફરી સંધાય છે પાછા,
તૂટેલા તાર જીગરના, કદી સંધાય ના પાછા.

વીણાના તૂટી ગયેલા તારો તો પ્રયત્ને પુનઃ સંધાય છે, પરન્તુ મનના તૂટેલા તાર કદી સંધાતા નથી. લવજીએ દીક્ષા તો લીધી, પરન્તુ તેનું આ શિથિલાચારી ગુરૂ પ્રત્યે મન ન ચોટયું તે ન જ ચોટયું. એ તો પ્રસંગે પ્રસંગે ગુરૂને બોધ જ આપતા રહ્યા કે ગુરૂદેવ, આ વૈભવ તો આપણે વહેલો મોડો છોડવો જ પડશે. આત્માના સાચા કલ્યાણ માટે આપણે ભગવાન મહાવીરે સૂત્રમાં દર્શાવેલ વિધિ વિધાનાનુસાર વર્તવું જ પડશે. આમ શુદ્ધાચાર વિષે ગુરૂશિષ્યને વાદવિવાદ ચાલતો જ રહ્યો. અંતે બંનેનો મેળ ન મળ્યો. શુદ્ધ દીક્ષાના પાલન માટે સ્વયંમેવ નીકળી જવાનું લવજી યતિએ ગુરૂને કહ્યું. ગુરૂ સમજ્યા કે આ મહા પરાક્રમી પુરૂષ છે, કોઇ રીતે તે અમારી જેમ સંસારમાં ખૂંચી રહેશે નહિ; એટલે દુભાતા મને પણ ગુરૂને લવજી યતિ પ્રત્યે કહેવું પડ્યું કે— ત્હમે ઇચ્છો તે રસ્તે સુખરૂપ જઈ શકો છો.

એક શુભ પ્રભાતે ભ૦ મહાવીરના પવિત્ર નામનું ઉચ્ચારણ કરીને શ્રી લવજી યતિ ગુરૂ વજ્રાંગજીથી× છુટા પડયા. તે સાથે ભાણાજી અને સુખાજી નામના બે યતિઓએ તેમને સાથ આપ્યો. આ રીતે લોંકાગચ્છની શિથિલ થયેલી યતિ-પરંપરામાંથી ત્રણ શિષ્યો નીકળી શુદ્ધ ચારિત્રપાલનને પંથે પડયા. વિક્રમ સંવત્ ૧૬૯૨, અને એજ સાલમાં શ્રી લવજી મુનિએ શુદ્ધ ધર્મની દીક્ષા ખંભાતમાં આવીને પોતાની મેળે લીધી.+

જેમ આકરી કસોટીમાંથી પસાર થયા પછી ધર્મસિંહ-જીએ દરિયાપુરના દરવાજાના ઓટલા પર ઉભા રહી જાહેર ઉપદેશ આપવો શરૂ કર્યો હતો, બરાબર તેજ રીતે શ્રી લવજી ઋષિએ પણ ખંભાતની બજારમાં ઉભા રહી, જાહેર રીતે જૈન ધર્મના શુદ્ધ માર્ગની ઉદ્ઘોષણા કરવા માંડી. રસ્તે જતાં હજારો લોકો આ મુહપત્તિધારી મહાપુરુષની વાણી સાંભળવા એકઠા થતાં, અને જે વાણીમાં સદાચારનો જ કેવળ બોધ હોય તે વાણી કોને ન ગમે ? જે વાણીમાં, ધર્મના ગુરૂ થઈ આત્મવંચના કરનારની ખબર લેવાતી હતી તે વાણી સાંભળી કોનું હૃદય ન દ્રવે ? જો કે આ વખતે ખંભાતમાં લોંકાગચ્છના એ યતિઓના ઘણા શ્રાવકો હતા,

---

× શ્રી લવજીઋષિ ગુરૂ વજાંગજીની સેવામાં બે વર્ષ સુધી શિષ્ય તરીકે રહી છુટા પડયા હતા એવો ઇતિહાસમાં ઉલ્લેખ છે.

+ આ માટે બે મત છે. કોઈ કોઈ પટ્ટાવલી વિ. સં. ૧૭૦૫ માં દીક્ષા લીધાનું જણાવે છે. પરન્તુ લવજીઋષિને દરિયાપુરી સંપ્રદાયના આદ્ય પ્રવર્તક શ્રીમાન ધર્મસિંહજી સાથે થયેલ ધાર્મિક વિધિ-વિધાનો બાબતની ચર્ચા અને બીજા કેટલાક પ્રસંગો પરથી વિ. સં. ૧૬૯૨ ની સાલ હોય એ વધારે સંભવિત છે.

પરન્તુ જ્યારે તેમણે પણ જોયું કે ખરેખર, અમારા જ ગુરૂઓ અમારા પૈસે તાગડ ધીન્ના કરે છે અને આચાર-વિચારનું નામનિશાન પણ નથી તેવા ગુરૂ ખરેખર પોતાને અને બીજાને અધોગતિના માર્ગે લઈ જાય છે તેમાં શક નથી.

સત્ય આખરે તર્યા વગર રહી શકતું નથી. છૂપાયલું પાપ પ્રગટ થયા વગર રહેતું નથી. લોકો બધા મૂર્ખ હોતા નથી, ડાહ્યા માણુસો સારાસારનો વિવેક જરૂર કરી શકે છે. આનું પરિણામ એ આવ્યું કે હજારો લોકોના મન પલટાઈ ગયા. યતિઓના સેંકડો શ્રાવકો બદલાઇને શ્રી લવજીઋષિજીના પૂજક–પ્રશંસક અને અનુયાયી બન્યા. અને જેમ ધર્મસિંહજી મુનિને દલપતરાયજી નામના, બાદશાહના એક કારભારીએ વ્યાખ્યાન આપવા માટે સૌથી પ્રથમ અમદાવાદમાં છીપાપોળ પાસેનું મકાન આપ્યું હતું તેમ શ્રી લવજીઋષિજીને એક ભક્ત શ્રાવક અનુયાયીએ ખંભાતમાં–કપાસીવાડમાં એક મકાન આપ્યું. જ્યાં શ્રી લવજીઋષિજીએ સ્થિરતા કરીને જાહેર ઉપદેશ આપવો શરૂ કર્યો.

વાત વા લઇ જાય તેમ કેટલાક સ્વાર્થી લોકો દ્વારા યતિઓની થતી નિંદાની આ વાત સૂરતમાં વજાંગજી યતિ અને શ્રી વીરજી વોરાના કાને આવી. વીરજી વોરાએ વિચાર્યું કે આ તો બહુ ખરાબ થયું. સાપને દૂધ પાઇને ઉછેર્યો અને અંતે તે તો મ્હને–મ્હારા ગુરૂને–મ્હારા ધર્મને દંશ દેવા તૈયાર થયો! મતલબ કે પોતાના ગચ્છ અને કુળગુરૂનાં કર્તવ્ય વિરુદ્ધનો ઉપદેશ અને પોતાના ગચ્છથી જુદા પડેલા આ લવજીઋષિની વધેલી કીર્તિ વીરજીવોરા ન સાંખી શકયા.

કોઇ હળુકર્મી જીવ હોય તો સાચી વાત સત્વર રૂચિકર થઇ પડે અને પોતાના પરાક્રમી ભાણેજને પ્રશંસાના શબ્દો કહી, તેની પીઠ થાબડે; પરન્તુ વિનાશકાળે વિપરીત બુદ્ધિ એ સૂત્રાનુસાર વીરજીવોરાની બુદ્ધિ બગડી હતી. તેને ગચ્છ-મોહ હતો, તે અંધશ્રદ્ધાળુ હતો, એટલે તેણે લવજીઋષિની આ કીર્તિ ધૂળમાં મેળવી દેવાનો નિર્ણય કર્યો.

તરતજ વીરજીવોરાએ ખંભાતના નવાબ પર એક ચીઠી લખી અને તે પહોંચાડવા માટે એક વિશ્વાસુ માણસને રવાના કરી દીધો. તે ચીઠીમાં લખ્યું હતું કે:-"મારી દીકરીનો દીકરો નામે લવજી પોતાના ગુરૂથી કંકાસ કરી જુદો પડી ગયો છે અને પોતાના ગુરૂને ઉતારી પાડવાનો તે ખોટો ઉપદેશ આપે છે માટે તેને ગામમાં રહેવા દેશો નહિ." કાગળ વાંચતાં જ નવાબને પણ ક્રોધ ચઢયો. નવાબ અને વીરજીવોરાને સારો મેળ હતો તેથી તરતજ નવાબે વજીરને કહ્યું કે:-"લવજી નામકા એક સેવડા યહાં ઘુમતા હૈ ઔર લોગોંકો ખોટા ઉપદેશ દેકર ઉશ્કેરતા હે, સો ઉનકો યહાં ભેજો." નવાબનો હુકમ લઈ વજીર લવજીઋષિ પાસે આવી પહોંચ્યો. આ વખતે લવજીઋષિ જાહેર વ્યાખ્યાન આપતા હતા. વજીરે નવાબનું ફરમાન સંભળાવ્યું એટલે તરતજ લવજીઋષિ હિંમતપૂર્વક વજીર સાથે ચાલી નવાબના દરબારમાં આવી પહોંચ્યા. ચારિત્ર અને બ્રહ્મચર્યના તેજથી નવાબ લવજી ઋષિને જોવા માત્રથીજ અંજાઇ ગયા. પરન્તુ વીરજી વોરા જેવા નામાંકિત ગ્રહસ્થનું કાર્ય કોઈ પણ ભોગે થવું જ જોઈએ એમ માની નવાબે ધીરેથી વજીરને કહ્યું કે-એ સેવડે કુ દરવાજે કી દેવડી

પર પરહેજ કર દો. 'સકરમીની જીભ અને અકરમીના ટાંટીયા' એ મુજબ નવાબ તો હુકમ કરીને પોતાના રાજમહેલમાં ચાલ્યા ગયા. લવજી ઋષિને દરવાજા પર લઈ જવામાં આવ્યા. અને પહેરાવાળાને હુકમ આપી દીધો કે આ સેવડાને ક્યાંય બહાર ન જવા દેશો.

લવજીઋષિ આથી જરા પણ ખેદ ન પામ્યા. તેઓ તો આખો દિવસ મનન ચિંતન અને અધ્યયનમાં જ મશગૂલ રહેતા. આ રીતે બે દિવસ અન્નજળ વગરના પસાર થયા. એ અરસામાં એવું બન્યું કે બેગમસાહેબની એક દાસી જે વારંવાર આ દરવાજા પાસે થઈને જતી આવતી હતી તેણે આ મુનિની શાંત અને સ્વાધ્યાયયુક્ત દશા જોઇ; તેથી તે મુનિના ચારિત્રબળથી અંજાઈ ગઈ. તેણે બેગમને વાત કરી કે– દરવાજા પર એક મહાત્મા પુરૂષ અન્નજળનો ત્યાગ કરીને બેઠા છે અને આખો દિવસ પ્રભુ ભજનમાં જ મગ્ન રહે છે.

બેગમ બોલી:—શા માટે ? શું તેને કાંઈ જોઇએ છે ?

દાસીએ જવાબ આપ્યો:—ના, તેવું કાંઇ નથી. ના. નવાબ સાહેબે તેમને પરહેજ કર્યા છે. યોગી લોકોને સંતાપવાથી શો લાભ થતો હશે ?

દાસીની આ વાત બેગમના ગળે ઉતરી ગઈ. જ્યારે નવાબ અંતઃપુરમાં આવ્યા ત્યારે બેગમે કહ્યું, ખાર્વિદ:— “મૈંને સુના હૈ કી આપને એક યોગીકુ પરહેજ કરવાયા હૈ ! મગર યોગી લોગોંકો સતાનેમેં ફાયદા નહિં, ક્યોંકિ જબ વહ કોપેગા તબ અપના સબ સુખ નષ્ટ હો જાયગા, ઇસ લીયે ઉનકે પાઉંમે પડકર ઉનકો છોડ દેના અચ્છા હૈ.”

આ સાંભળી નવાબે તરતજ લવજી ઋષિને છોડી દેવાનો હૂકમ આપી દીધો; એટલુંજ નહિ પણ નવાબે જાતે આવીને અપરાધ બદલ મુનિની ક્ષમા માગી અને પોતાના ધર્મનો પ્રચાર કરવાની આજ્ઞા આપી.

અહિંથી વિહાર કરીને મુનિ કલોદરા થઇને અમદાવાદ આવ્યા અને ઘણા ઓશવાળોને ત્હેમણે ધર્મ પમાડ્યો. આ વખતે કાલુપુરના દશાપોરવાડ શ્રાવક સોમજીએ ૨૩ વર્ષની ઉમરે તેમની પાસે દીક્ષા લીધી. ત્હેમના ઉપદેશથી ૨૫ ઘર તેમનાં અનુયાયી બન્યાં. જ્યારે હજારો ઘર લોંકાગચ્છીના હતા; પરન્તુ લોંકાગચ્છની પ્રરૂપણાથી લવજી ઋષિની પ્રરૂપણા જુદીજ જાતની હતી; એટલુંજ નહિ પણ લોંકાગચ્છીઓએ આ ૨૫ ઘર સામે બંડ ઉઠાવ્યું. તે એટલે સુધી કે તેમની સાથેનો સદંતર વ્યવહાર બંધ કર્યો. એટલું જ નહિ પણ આ ૨૫ ઘર વાળાઓને તેઓએ એટલે સુધી પજવ્યા કે કુવાપરથી તેમને પાણી પણ ભરવા ન દેતા, તેમજ ધોબી હજામને પણ તેઓનું કામ કરવાનો સખ્ત પ્રતિબંધ કર્યો. આટલું છતાં ધર્મચુસ્ત આ ફક્ત ૨૫ ઘરો પણ પોતાના ધર્મથી ડગ્યા નહિ.

આ વખતે લવજી ઋષિજી વિહાર કરીને બુરાનપુર ગયા હતા, તોપણ ગુરૂદ્વારા મેળવેલી શ્રદ્ધામાં આ ૨૫ ઘરો અડોલ હતા. જ્યારે તેઓને પ્રતિસ્પર્ધીઓ તરફથી ખૂબજ કનડગત થઈ ત્યારે ત્હેમનાથી રહેવાયું નહિ. તેમની શહેરના સુબા પાસે ફરીયાદે જવાની હિંમત ન ચાલી; કેમકે શ્રીમંત પ્રતિપક્ષની સુબા પાસે પૂરી લાગવગ હતી, એટલે આ પચીસેય ઘરો પોતાની માલમીલ્કત વગેરે લઈ ફરીયાદ કરવા દિલ્હીના

બાદશાહ પાસે ગયા. તેમની ફરીયાદ બાદશાહને કાને પહોંચે તે પહેલાં કયારનાયે અમદાવાદના પ્રતિસ્પર્ધીઓએ આ ૨૫ ઘર વિરૂદ્ધ બાદશાહના કાન ભંભેરી મૂકયા હતા. જેથી લવજી-ઋષિજીના આ અનુયાયીઓની બાદશાહ સાથે મુલાકાત થઈ શકીજ નહિ, એટલુંજ નહિ ઉલટું, અધિકારી વર્ગના હુકમથી તેમને દિલ્હી શહેર બહાર નીકળી જવાનો હુકમ મળ્યો. આથી તેઓ શહેર બહારની કોઇ કબ્રસ્તાન પાસે ઉતારો કરીને રહ્યા.

અહિંજ ધર્મશ્રદ્ધાની ખરી કસોટી છે. કાચાપોચા માણસો હજારો વિરોધી બળો સામે ઘડીભર ટક્કર ઝીલી શકતા નથી, ત્યારે માત્ર આ ગણ્યા ગાંઠયા ૨૫ ઘરોની કેટલી હિંમત ! કેવી અડગ ધર્મશ્રદ્ધા ! એનો વાચકોને આ પરથી સામાન્ય ખ્યાલ આવી શકશે.

એવામાં એવો બનાવ બન્યો કે-દિલ્હી શહેરના કાજીના એક પુત્રને સર્પ કરડયો. અનેક વૈદ્યોએ તે સર્પનું ઝેર ઉતારવાના પ્રયોગો કર્યા; પણ તે બધા નિષ્ફળ ગયા. કાજીનો પુત્ર જીવનનાં છેલ્લાં શ્વાસો ખેંચી રહ્યો હતો. કાજીએ પુત્ર-જીવનની આશા છોડી દીધી હતી. તેથી તેને કબ્રસ્તાનમાં લાવવામાં આવ્યો.

આ વખતે ૨૫ ઘર પૈકીના લવજી મુનિના એક ધર્મ-ચુસ્ત અનુયાયીએ વિચાર કર્યો કે જો નવકાર મંત્રના પવિત્ર સ્મરણે કદાચ કાજીના પુત્રને જીવતદાન મળી જાય તો આપણું સંકટ દૂર થાય. આથી તે શ્રાવક કાજી પાસે આવ્યો અને પોતાના મંત્રના પ્રયોગો કરી જોવાની વિનંતિ કરી. કાજીએ

એક વધુ પ્રયોગ અજમાવી જોવાની આતુરતા દર્શાવી. તે શ્રાવકે કાજીના પુત્ર પાસે જઇ તેના કાનમાં ખૂબ ભાવપૂર્વક નવકાર મંત્રનું સ્મરણ કર્યું. આશ્ચર્યજનક ઘટના એ બની કે પરમપવિત્ર નવકારમંત્રના આ સ્મરણે કાજીના પુત્રને જીવતદાન મળ્યું. એકાએક તેનું ઝેર ઉતરી ગયું. કાજીપુત્ર સ્વસ્થ બન્યો. સૌના આનંદનો પાર ન રહ્યો. આખા શહેરમાં કાજીપુત્ર જીવતો થયાની વાત વિદ્યુત્ વેગે પ્રસરી ગઈ. તે શ્રાવકે પોતાની ફરીયાદ કાજીને કાને મૂકી. કાજીએ બાદશાહને પોતાનો પુત્ર તે શ્રાવક દ્વારા જીવતો થયાની અને તેમની ફરિયાદનો ન્યાય કરવાની વાત કરી. તરત જ બાદશાહના હુકમથી કાજી, ૨૫ ઘરને આનંદપૂર્વક જમાડી, પોતાની સાથે લઈ અમદાવાદ આવ્યો. તેણે જુલમ કરનારની બરોબર ખબર લઇ લીધી; એટલું જ નહિ પણ હંમેશને માટે લવજીઋષિના અનુયાયીઓ પર ગુજરતો ત્રાસ બંધ કરાવ્યો. વધુમાં તે કાજીએ પણ લવજીઋષિનો આ ધર્મ સ્વીકાર્યો.

અને ત્યાર પછી તો લવજીઋષિના અનુયાયીઓમાં દિન પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. આ વખતે ખોટી કનડગત કે ખટપટ કરે તેવું કોઇ રહ્યું ન હતું. નિર્દોષ ઉપદેશની, નિર્દોષ ધર્મની નિર્દોષ માન્યતાઓ જેને રૂચે તે એ ધર્મના ઉપાસક બની શકતા. સમય જતાં લવજીઋષિના અનુયાયીઓ સારી સંખ્યામાં વધી ગયા.

હૃદયનો પ્રેમ સ્ફુર્યા વિના દ્વેષ દૂર થતો નથી. અલબત્ત, કાજીના ફરમાને ખુલ્લી ખટપટ કરવાની બો તો સૌ કોઇ ભૂલી ગયા, છતાં લવજીઋષિના ધર્મપ્રચારથી દેશ દેશમાં તેમના અનુયાયીઓની વધતી જતી સંખ્યાનો દ્વેષ પ્રતિસ્પ-

ધીઁઓ ભૂલી શકયા ન હતા. જ્યાં જ્યાં લવજીઋષિ ફરે-ધર્મપ્રચાર કરે ત્યાં ત્યાં તેમના પ્રતિસ્પર્ધીઁઓના વિરોધી લખાણો તો પહોંચી જ જતા. અને તેમાં કોઇ અંધશ્રદ્ધા-વાળા તેમનું કાટલું કાઢી નાખે તો સારૂં એવું પણ ઇચ્છતા.

દુર્દૈવયોગે પ્રતિસ્પર્ધીઁની આ દુષ્ટ ભાવના બર આવી. એક સમયે કોઇ પ્રતિસ્પર્ધીઁની ખટપટે કોઇ રંગરેજે બુરાન-પુરમાંજ વિષમિશ્રિત મોદક વહોરાવીને મહાતપસ્વી, ચારિત્રશીલ આ મહાત્માની જીવનદોરી ટુંકાવી નાખી. ×

એક મહાપુરુષનો આવી કરૂણ રીતે અંત થયેલો જાણી યતિઓના આચારવિચાર પરથી ઘણાની શ્રદ્ધા ઉઠી ગઈ અને સારા સારા કુટુંબના પ્રતિષ્ઠિત ગૃહસ્થો યતિધર્મના ઉપાસક મટી શુદ્ધ સાધમાર્ગી ધર્મના—સ્થાનકવાસી જૈન ધર્મના ઉપાસક બન્યા. સંવત ૧૭૦૯ ના અરસામાં શ્રી લવજીઋષિની કીર્તિ દિગદિગન્ત વ્યાપી ગઇ હતી. તેથી પ્રતિસ્પર્ધીઁઓએ આ વખતે લવજીઋષિના+ મીશનને 'ઢુંઢીયા'* એવું નામ આપ્યું. લવજીઋષિના પટ્ટધર શ્રી સોમજીઋષિ મહા તપસ્વી હતા. તેઓ છઠછઠના પારણા કરતા હતા. ત્હેમને કાનજી નામે મહાપ્રતાપી શિષ્યનો લાભ થયો હતો.

---

× કોઈ પટ્ટાવલીમાં એમ પણ કહેવાય છે કે લવજીઋષિ સંથારો કરીને સ્વર્ગે સિધાવ્યા હતા અને વિષમિશ્રિત આહાર તેમની પાટપર આવેલા તેમના શિષ્ય શ્રી સોમજીઋષિને વહોરાવવામાં આવ્યો હતો. તત્ત્વ કેવલી ગમ્યમ્

+ લવજીઋષિનું કુટુંબ હાલમાં પણ સૂરતમાં વિદ્યમાન હોવાનું કહેવાય છે.

* ઢુંઢીયા=ઢુંઢક, સત્યશોધક.

આ કાનજીઋષિના નામનો સંપ્રદાય હાલ દક્ષિણમાં પ્રવર્તે છે. 'જૈનતત્ત્વ પ્રકાશ' અને હૈદ્રાબાદમાંથી 'આગમ બત્રીસી' કાઢનાર સદ્‌ગત પૂજ્યશ્રી અમોલખ ઋષિજી ત્હેમની જ સંપ્રદાયના છે. આ સંપ્રદાય 'ઋષિ સંપ્રદાય' તરીકે ઓળખાય છે અને તેના વર્તમાન આચાર્ય પૂજ્યશ્રી દેવજીઋષિજી મહારાજ છે.

## લવજી ઋષિની શાખાઓ

લવજીઋષિજીના હાલ ચાર સંપ્રદાયો વિદ્યમાન છે. તેમાં (૧) પૂજ્ય શ્રી કાનજી ઋષિજીનો સંપ્રદાય. ઉપર દર્શાવ્યો તે; જે મારવાડ, માલવા અને દક્ષિણમાં વિચરે છે. (૨) પૂજ્ય શ્રી હરદાસજી મ.ની પાટાનુપાટે પૂજ્યશ્રી અમરસિંહજી મ.નો સંપ્રદાય; જે પંજાબ સંપ્રદાયના નામથી ઓળખાય છે. (૩) પૂ. શ્રી રામરતનજી મ. નો સંપ્રદાય, જે માળવામાં વિચરે છે. (૪) પૂજ્યશ્રી તારાચંદજી ઋષિનો સંપ્રદાય જે ખંભાત સંપ્રદાયના નામથી ઓળખાય છે અને જે ગુજરાતમાં વિચરે છે.

## પાટાનુપાટો—

૧ પૂજ્ય શ્રી લવજીઋષિ
૨ પૂ. શ્રી સોમજીઋષિ
૩ પૂ. શ્રી કહાનજીઋષિ
૪ પૂ. તારાચંદ્રજી મહારાજ
૫ પૂ. મંગળા ઋષિજી મ.
૬ પૂ. રણછોડજી મ.
૭ પૂ. નાથાજી મ.
૮ પૂ. બેચરદાસજી મ.
૯ પૂ. માણેકચંદ્રજી મ.
૧૦ પૂ. શ્રી હરખચંદ્રજી મ.
૧૧ પૂ. શ્રી ભાણજી મ.
૧૨ પૂ. શ્રી ગીરધરલાલજી મ.
૧૩ પૂ. શ્રી છગનલાલજી મ.

ખંભાતની ગાદી પર એક પછી એક બધા પ્રતાપી પુરુષો થઇ ગયા છે. શ્રીમાન લવજીઋષિએ ખંભાતમાંથી મીશન શરૂ કર્યા બાદ, ત્હેમના બુરાનપુર તરફના વિહાર પછી તેમણે રોપેલો બગીચો સાધુ સમાજના અભાવે કેટલાક વર્ષ સુધી કરમાયેલો રહ્યો. પરંતુ આપણે પાછળ જણાવી ગયા તેમ શ્રી લવજીઋષિના ચોથા પટ્ટધર શ્રી તારાચંદજી મ. અને શ્રી કાળાઋષિ, મંગળાઋષિ વગેરેએ ગુજરાત તરફ પ્રસ્થાન કરી ખંભાતમાં પોતાના ગુરૂનું મીશન પુનઃ ચાલુ કર્યું. ત્હેમણે જોયું કે જેમ હિંદભરમાં સત્યધર્મનો પ્રચાર કરવા માટે એકલા હાથે કામ થઈ શકતું નથી; પરન્તુ થોડાક વધુ હાથ મળે તો જ ધારેલો પ્રચાર થઈ શકે છે. જેમ મહાન જ્યોતિર્ધર શ્રીમાન લોંકાશાહ પછી સદ્ગત પૂજ્યશ્રી ધર્મસિંહજી મ., પૂજ્યશ્રી લવજીઋષિજી મ. અને પૂજ્યશ્રી ધર્મદાસજી મ. એ ત્રણની ત્રિપુટીએ વિધવિધ ક્ષેત્રોમાં કાર્ય કરી સનાતન જૈન ધર્મનો ઝંડો અખિલ ભારત વર્ષમાં ફરકાવ્યો તેમ દક્ષિણ, માળવા, પંજાબ તરફ તો અમારી શાખાઓ વિસ્તરી છે; પરન્તુ ગુજરાત કે જ્યાં લવજીઋષિએ શુદ્ધ ધર્મનાં બીજ વાવ્યા હતા તે સદંતર બળી જાય તે ઠીક નહિ; એવા વિચારે સદરહુ મુનિરાજો ખંભાતને ગાદીનું ગામ ગણી લવજીઋષિજીના ધર્મનો—કહો કે ભ૦ મહાવીરના સત્ય સનાતન જૈન ધર્મનો પુનરુદ્ધાર કરવાના પંથે પડ્યા.

એક કારણ એ પણ કહી શકાય કે તે વખતે ખંભાત વ્યાપાર, ધંધાદિનું બહોળું ક્ષેત્ર હતું તેથી હજારો માણસો ત્યાં ધંધા અર્થે આવતા. વળી મોટા ક્ષેત્રના નિવાસથી અનેક

ભવ્યાત્માઓને ધર્મ કરણી ઇત્યાદિનો લાભ મળે અને સાથે સાથે ઘણા જીવો ભાગવતી દીક્ષાના પણ અધિકારી બની શકે.

આ કારણ પણ ફાયદાકારક નીવડયું. ખંભાતને ગાદીનું ગામ બનાવ્યા પછી લવજીઋષિનું ક્ષેત્ર દિવસે દિવસે વિકસિત થવા લાગ્યું. તે એટલે સુધી કે અનુયાયીગણની સારી જેવી સંખ્યા મળવા ઉપરાંત એક પછી એક આ સમુદાયને સાધુ સાધ્વીનો પણ લાભ મળતો ગયો અર્થાત્ અનેક પુરુષોએ આ સંપ્રદાયમાં દીક્ષા લીધી.

લવજીઋષિની ૯ મી પાટે થયેલા માણેકચંદ્રજી મ. (ઇંદોરના વતની) મહા પ્રતાપી અને વિદ્વાન હતા. ખંભાત ક્ષેત્રની કીર્તિ ત્હેમના વખતથી તો ખૂબજ વધી જવા પામી હતી. તેઓ સં. ૧૯૨૮ માં ખેડામાં દેવલોક પામ્યા બાદ ખંભાત સં. નાં સાધુસાધ્વીની સંખ્યા ઠીક ઠીક હતી.

આ પછી ૧૦ મી પાટે પૂ. શ્રી હરખચંદ્રજી મ. આવ્યા. તેઓ પંજાબના સીરસા ગામના રહીશ હતા. તેમનું સાંસારિક નામ હુશાનચંદ હતું. તેમને પાંચ ભાઈ હતા. તેમનું કુટુંબ સુખી હતું. તે પછી તેઓ વ્યાપાર ધંધામાં જોડાયલા, પરન્તુ બાલ્ય સંસ્કારો સારા હોવાથી તથા તેઓ વિચિક્ષણ હોવાથી, વતનના ધંધામાં ત્હેમને રસ ન પડયો, એટલે ધંધાર્થે લાહોર, અમૃતસર, લુધીયાણા, કરાંચી એમ અનેક સ્થળે ભમી છેવટ મુંબાઈ આવ્યા. ત્યાં એક ઓરડી ભાડે લઇને રહ્યા. તેવામાં કેટલાક અનાર્ય માણુસો માંસના ટોપલા માથે મૂકી ચાલ્યા જતા હતા. આ જોઇ તેમને ખુબ ખેદ થયો; એટલું જ નહિ પણ ત્હેમને સંસાર પર વૈરાગ્ય આવ્યો અને તરતજ ધંધો સમેટી

લઈ તેઓ સદ્‌ગુરૂની શોધમાં નીકળી પડ્યા. પંજાબમાં પત્ર લખી નાખ્યો કે હું હવે દેશમાં નહિ આવું. હું મારૂં જીવન કોઈ સુયોગ્ય જૈન સાધુને સમર્પણ કરવા ઇચ્છું છું. તે પછી તેઓ અમદાવાદ આવ્યા. જ્યાં પૂજ્ય શ્રી માણેકચંદજી મ. ની સેવામાં રહી, અભ્યાસવૃદ્ધિ કરી અને અમદાવાદમાં જ દીક્ષા લીધી. પૂ. માણેકચંદજી મ. ના દેહાવસાન પછી આ અતિ વિદ્વાન એવા હર્ષચંદ્રજી મ. ને આચાર્ય પદવી મળી. એમણે સ્વહસ્તે શ્રી ભાણજી, લલ્લુજી, દેવકરણજી, તપસ્વી ફતેચંદજી, ગીરધરલાલજી વગેરે ૨૦ જણને દીક્ષા આપી ખંભાતનું વંશવૃક્ષ નવપલ્લવિત બનાવ્યું. તેઓ ૫૯ વર્ષની ઉંમરે સંવત્ ૧૯૪૯ માં ખંભાતમાં કાળધર્મ પામ્યા.

તે પછી તેમના શિષ્ય શ્રી ભાણજીઋષિ ગાદી પર આવ્યા. તેઓ મહા પ્રતાપી હતા.

તેમના પછી પૂજ્ય શ્રી ગીરધરલાલજી મ. ગાદી પર બિરાજ્યા. તેઓ બાળ બ્રહ્મચારી હતા. અને ઘણી નાની ઉંમરે સંવત ૧૯૪૦ ના જેઠ વદિ ૩ ના રોજ ખંભાત મુકામે શા. દેવચંદ ખુશાલભાઈને ત્યાંથી દીક્ષા લીધી હતી. તેઓ વટામણના ભાવસાર હતા. કવિ હતા. તેમનું શાસ્ત્રીય જ્ઞાન અગાધ હતું. વિવિધ બોધ ચિંતામણી, પ્રશ્નોત્તરમાળા, ગીરધરકૃત કાવ્યમાળા ઈત્યાદિ પુસ્તકો તેમનાં બનાવેલાં છે. તેમનું જ્યોતિષ વિષયક જ્ઞાન પણ સારૂં હતું.

પૂજ્ય શ્રી ગીરધરલાલજી મ. પછી તેમની પાટે પૂજ્ય શ્રી છગનલાલજી મહારાજ આવ્યા.

વાચક, આપણે હવે તેઓશ્રીનું જીવન પ્રતિબિંબ તપાસીએ.



[ ઉત્તરાર્ધ વિભાગ ]

# સદ્‌ગત પૂજ્ય શ્રી છગનલાલજી મ.

વાચક ! આપણે પૂર્વાર્ધ ભાગમાં ભ૦ મહાવીરથી તે અત્યાર સુધીનો ઇતિહાસ તપાસી ગયા. મહાત્મા લવજીઋષિજીની મૂળ ગાદી પર એક પછી એક પવિત્ર મહાપુરુષો બિરાજ્યા અને ભ૦ મહાવીરનું શાસન તેઓએ અસ્ખલિત રીતે વહેતું રાખ્યું. તેમજ જે બીજી શાખાઓ નીકળી તેમણે પણ ભ૦ મહાવીરના શુદ્ધ ચારિત્ર માર્ગનો પંજાબ, યુ. પી, જમનાપાર, દિલ્હી, મારવાડ, મેવાડ, માલવા અને દક્ષિણમાં પ્રચાર કર્યો અને હજારો અનુયાયીઓની સંખ્યા વધારી. જ્યારે ખંભાતની પરંપરાએ પણ ખંભાત, નાર, વસો, ખેડા, કઠોર, સુરત, અમદાવાદ, સાણંદ, વટામણ, ધોલકા આદિ ક્ષેત્રો ઉપરાંત આસપાસના અનેક ગામોમાં ધર્મપ્રચાર કરી અનેક જૈનેતરોને પણ ધર્મ પમાડી, વીરશાસનના સાચા અનુયાયીઓ બનાવ્યા. જો કે પૂજ્યશ્રી ભાણજી સ્વામી અને શ્રી ગીરધરલાલજી સ્વામીના વખતમાં, તેમજ પૂજ્ય શ્રી છગનલાલજી સ્વામીએ દીક્ષા લીધી તે પછી, પ્રારંભમાં તો સંપ્રદાયની સ્થિતિ ઘણી સારી હતી, પરન્તુ તે પછી લગભગ ૧૦–૧૨ વર્ષને અંતે છ સાધુઓનાં ધર્મપરિવર્તને, ૨–૩ વિદ્વાન શિષ્યોનાં મૃત્યુના કારણે અને ખંભાતના કો' દુર્ભાગ્યે જ્ઞાતિમાંના કુસંપના કારણે સંપ્રદાય સ્થિતિ બારીક કસોટીમાંથી

પસાર થઈ રહી હતી; આવી સ્થિતિમાં હવે આપણા ચરિત્રનાયક કેવો માર્ગ કાઢે છે અને સંપ્રદાયને સુવ્યવસ્થિત સ્થિતિ પર કેવી રીતે લાવી મૂકે છે તે હવે આપણે તેમનાં જીવનવૃત્તાંતથી જાણીયે.

## પ્રારંભિક

પૂજ્ય શ્રી છગનલાલજી મહારાજનું નિવાસસ્થાન ખંભાત હતું. તેઓ જાતે રાણા રજપૂત હતા. પિતાનું નામ અવલસંગ. માતાનું નામ રેવાબાઈ. ત્હેમને ૧ બહેન હતા. પિતાની સ્થિતિ સાધારણ હતી છતાં જીવન વ્યવહારમાં જરાયે મુશ્કેલી ન્હોતી પડતી. તેઓ ખંભાતમાં નવાબી રાજ્યમાં નોકરી કરતા હતા.

છગનલાલજીમાં બાલ્યકાળથીજ સુસંસ્કારો પડેલાં હતાં. તેમજ રાજપૂત જ્ઞાતિમાં સાધારણ રીતે વણિક વર્ગ કરતાં ક્ષાત્રતેજ સવિશેષ હોય છે. તેઓને અમુક બાબત હૃદયમાં રૂચિ ગઈ પછી તે ગમે તેટલી કઠણ હોય તો પણ પ્રાણને ભોગે તેમાં ફતેહમંદ થાય જ. પરન્તુ એ બાબત રૂચાવનાર કોઈ પાત્ર વ્યક્તિ જોઇએ. અને અપાત્ર વ્યક્તિ હોય તો તેનું પરિણામ પણ ગંભીર આવે છે તેમાં શક નથી; પરન્તુ છગનલાલજી મહાન્ વિચારક, બુદ્ધિશાળી અને પ્રતિભાવંત હતા. તેથી રાજદરબારમાં કે બજારમાં જ્યારે જ્યારે આ બાળક નીકળે ત્યારે ત્યારે સામાન્ય રીતે જનસમૂહનું તેમના તરફ આકર્ષણ થતું. ગુજરાતી અભ્યાસ ચાલતો હતો. તે દરમ્યાન ત્હેમને બે વણિક મિત્રો સાથે દોસ્તી થઈ. એકનું નામ સુંદરલાલ માણેકચંદ અને બીજાનું નામ અંબાલાલ લાલચંદ.

આ ત્રણે મિત્રો સવાર સાંજ સાથે ફરવા જતા. વણિક મિત્રો સ્થા. જૈન ધર્મના શ્રાવકો હતા. તેથી તેઓ અવાર નવાર ઉપાશ્રયમાં જતા. જ્યારે આપણા ચરિત્રનાયક વૈષ્ણવ-ધર્મી હતા.

## જૈન ધર્મનો પ્રેમ લાગ્યો

આપણામાં કહેવત છે કે સોબત તેવી અસર. સારી સોબત હોય તો જીવનને ઉચ્ચ કક્ષાએ લઇ જવામાં નિમિત્ત-ભૂત બને છે અને ખરાબ સોબત હોય તો જીવનને પતનની ભૂમિકામાં લઈ જવામાં કારણભૂત બને છે. ઉપરોક્ત બંને વણિક મિત્રો પણ પુણ્યયોગે છગનલાલજીને સદાચારી મળ્યા હતા, એટલે સામાન્ય રીતે સદાચારની અસર પણ તેમનામાં થવા પામે એ સ્વાભાવિક હતું.

કોઈ જૈન ધાર્મિક તહેવારનો દિવસ હતો. બંને વણિક મિત્રો સારાં વસ્ત્રો પહેરી જૈન ઉપાશ્રયમાં જઇ રહ્યા હતા. તે વખતે આપણા ચરિત્રનાયક શ્રી છગનલાલ આ વણિક દોસ્તોને ઘેર આવ્યા અને બોલ્યા:–ક્યાં તૈયારી કરી? સુંદર-લાલે કહ્યું: અમારા ઉપાશ્રયે. ચાલો ઠાકોર, આવવું છે?

છગનલાલજીને સૌ કોઇ ઠાકોર કહીને બોલાવતા. મિત્રોએ પણ મજાકમાં છગનલાલને ઠાકોર નામથી સંબોધ્યા. ઉપાશ્રયે આવવાનું સૂચન થતાં છગનલાલ વિચારમાં પડયા. કેમકે તેઓ કોઈવાર જૈન ઉપાશ્રયમાં ગયેલા નહિ. જૈન ક્રિયાઓ–વિધિ વિધાનો ઇત્યાદિની સમજણ નહિ, વંદણા નમસ્કાર વખતે ઉચ્ચારાતાં શબ્દોનું જ્ઞાન નહિ, તેથી શરૂમાં તેઓ વિચાર-

વશ બન્યા પરન્તુ હળુકર્મી જીવ, એટલે 'જોયું જાશે ચાલો' એમ કહી તેમણે મિત્રોની સાથે ચાલવામાં અનુમતિ આપી.

ત્રણે મિત્રો ઉપાશ્રયમાં ગયા. અજાણ્યા એવા આ છગનલાલ બીજા મિત્રોની જેમ મુનિને વંદન કરી નીચે બેસી ગયા. વ્યાખ્યાન ચાલી રહ્યું હતું. ચિકાર માનવમેદની ભરાયલી હતી. મુનિ નીચે પ્રમાણે બોધ આપી રહ્યા હતા:—

संबुज्झह, किं न बुज्झह, संबोही खलु पेच्च दुल्लहा।
णो हूवणमंति राइओ, नो सुलह पुणरावि जीवियं॥

હે ભવ્યાત્માઓ! જાગો, ત્હમે કેમ સમજતા નથી? આત્માનાં કલ્યાણ માટે મોંઘેરો એવો મનુષ્યભવ તમને મળ્યો છે, કે જે ભવમાં જ માત્ર આત્મકલ્યાણ થઇ શકે છે. તેમાંયે વળી જૈન ધર્મ, જૈન ગુરૂઓ, શાસ્ત્રશ્રવણ અને સત્સંગ મળવો અનંતકાળે પણ દુર્લભ છે. આજે ત્હમે તમારી નજરે અસંખ્ય મૂક પ્રાણીઓ જોઇ રહ્યા છો. અનેક મનુષ્યો આજે ધંધાની મહામારીમાં આખોયે દિવસ સાચા જુઠા કરી, દ્રવ્યપ્રાપ્તિ રૂપ પ્રપંચમાં પડયા છે. તેમને ઇશ્વરભજન કરવાની એક પળની પણ ફુરસદ મળતી નથી અને એ રીતે હાયવોય અને કલેશમાં જ આખી જીંદગી પૂરી કરી નાખે છે. પણ યાદ રાખો કે સંસારનાં કામો કદી પૂરાં થયાં નથી અને થવાનાં પણ નથી. આ જીવ અનંતીવાર દેવલોકમાં જઇ આવ્યો, ત્યાં અનંત ધનાદિની પ્રાપ્તિ પામ્યો; છતાં તેને સંતોષ ન થયો! તો પછી શું આ મનુષ્ય ભવમાં પાઇ પાઇ અને પૈસો પૈસો એકત્ર કરવાથી અખૂટ દ્રવ્ય તે ભેગું કરી શકશે? અને માનો કે કદાચ ત્હેને અખૂટ દ્રવ્ય

મળ્યું તો પણ શું તેની તૃષ્ણા ઓછી થશે ? હરગીજ નહિ. માનો કે સામાન્ય ધનવાળા કરતાં અખૂટ ધનનો સ્વામી વધારે કલેશી–વધારે અસંતોષી–વધારે મમત્વી હોય છે. માટે આ ધનપ્રાપ્તિની પાપભરી ગડમથલ–ધનપ્રાપ્તિની મુંઝવણથી મુક્ત બનો અને ત્હમને જે સત્સંગાદિની સુપ્રાપ્તિ થઈ છે તેનો લાભ લઈ, આત્મકલ્યાણ કરો. **નહિ તો પછી તમને બોધી બીજની (સમ્યક્જ્ઞાન) ની પ્રાપ્તિ** થવી ઘણી મુશ્કેલ છે. યાદ રાખો કે ગયેલો વખત ફરી પાછો આવતો નથી. યાદ રાખો કે વીતી ગયેલી રાત્રીઓ પાછી આવતી નથી તેમ આ જીવન–**મનુષ્યભવ ફરીને મળવાનો નથી.** અને જ્યારે તમને મહાન પુણ્યના યોગે તે મળ્યો છે ત્યારે તો તેનો સદુપયોગ કરો."

ઉપરોક્ત ઉપદેશ સાંભળી છગનલાલજી તો ઠંડાગાર બની ગયા. તેઓ સ્વતઃ બોલ્યાઃ–કેવો સરસ ઉપદેશ ! કેવો ઉત્તમ બોધ ! ખરેખર, આત્મકલ્યાણ કરવા માટે આવા મુનિવરનો સત્સંગ અત્યંત ઉપયોગી છે. ખરેખર, આ સંસાર અસાર જ છે. કેમકે અનેક પ્રકારની શારીરિક વ્યાધિઓ, માનસિક કલેશ, અર્થપ્રાપ્તિની ઉપાધિઓ અને ચિંતાઓ આખા જીવનમાં ભરપૂર ભરી પડી છે તેમાંથી બચવા માટે સત્સંગની અવશ્ય જરૂર છે.

ઉપરોક્ત મુનિશ્રીના એક જ વ્યાખ્યાને આપણા ચરિત્રનાયકના હ્રદયમાં ખૂબ પરિવર્તન કરી દીધું. તેઓ બાલ્યકાળ અને કિશોરાવસ્થા વિતાવી ચૂકયા હતા. તેઓ સારાસારનો વિવેક કરી શકે તેટલા શક્તિસંપન્ન બની ગયા હતા.

વ્યાખ્યાન પૂરૂં થયું. બધા શ્રોતાઓ ઘેર ગયા. પણ તે એવી રીતે કે મુનિનું ઉપાશ્રયમાં સાંભળેલું વ્યાખ્યાન મુનિશ્રીને ઉપાશ્રયમાં જ સુપ્રત કરીને; પણ આપણા આ નવા ઠાકોરે એવી આત્મવંચના ન કરી. તેઓ તો ઘેર જઇને પણ આ વ્યાખ્યાન ઉપર ખૂબ ખૂબ વિચાર કરવા લાગ્યા અને વધુ ઉપદેશ સાંભળવાના સમયની પ્રતિક્ષા કરવા લાગ્યા.

છગનલાલજીનું મન જૈન વ્યાખ્યાન પ્રત્યે બરોબર ચોંટી ગયું. બીજે દિવસે પણ તેઓ વ્યાખ્યાનમાં ગયા. તે દિવસે પણ તેમણે નવું નવું એવું ઘણું સાંભળ્યું. ત્રીજે દિવસે, ચોથે દિવસે એમ હંમેશ હવે તો તેઓ વ્યાખ્યાન સાંભળવા જવા લાગ્યા.

ખરેખર હળુકર્મી જીવોને એક જ વખતનો ઉપદેશ કેવો ચમત્કારી નીવડે છે અને ભારેકર્મી જીવોને ઉપદેશનો હંમેશનો ધોધ કેવો નિષ્ફળ નીવડે છે તેનું આબાદ દૃષ્ટાંત વાચકો આ ઉપરથી જાણી શકશે.

આ બોધશ્રવણનું પરિણામ એ આવ્યું કે તેમને જૈન ધર્મ પ્રત્યે ખૂબ પ્રેમ થયો. એટલું જ નહિ પણ સાથે સાથે જૈન ધર્મનો સાર્વત્રિક વિકાસ કરવામાં પોતાની સેવા જો કામમાં આવી શકે તો ઘણું સારૂં એવું હૃદયપૂર્વક તેઓ ચિંતવવા લાગ્યા. એટલે પ્રથમ તો તેમણે નિયમિત રૂપે મુનિ મહારાજ પાસે ધર્મનાં વિધિ વિધાનોરૂપ સામાયક, પ્રતિક્રમણ અને નવતત્ત્વમાંનું જીવાજીવાદિનું જ્ઞાન મેળવી લીધું.

<u>ધર્મશિક્ષક બન્યા</u>

છગનલાલજી એક યુવક હતા. યુવકને છાજે તેવું સુધારક

તેમનું હૃદય હતું. તેઓ એમ માનતા કે પોતાનો સ્વાર્થ સર્યો એટલે પત્યું એવું કોઇ સહૃદય માનવીએ સમજવું જોઇએ નહિં. પોતાના જ્ઞાનનો લાભ ત્હેણે બીજાને અવશ્ય આપવો જોઇએ. સમાજમાં જરૂરી સુધારા આણવા માટે સાચા યુવકે પ્રયત્ન કરવો જોઇએ. અને ગમે તે ભોગે તેણે સમાજમાં આગળ આવવું જોઇએ. આમ ધારી પ્રથમ તો તેમણે પોતાના ગુરૂને વાત કરી કે આપ આ રીતે કેટલાને શિક્ષણ આપી શકશો, શું એવી કોઇ શિક્ષણ સંસ્થા આપણો સમાજ ન કાઢી શકે કે જેમાં સમાજના બાળકો અને બ્હેનોને ધર્મ શિક્ષણ મળે, કે જેથી જૈનધર્મનું વૃક્ષ હરહંમેશ નવપલ્લવિત રહ્યા કરે?

ગુરૂ બોલ્યા: તમારા વિચારો પ્રશંસનીય છે; પરન્તુ અત્યારે આપણો સમાજ આવી બાબતમાં બહુજ શિથિલ છે. સમાજમાં જોઇએ તેવા કાર્યકર્તા નથી. એટલું જ નહિ પણ ભણાવનાર શિક્ષકની પણ ખામી છે. શું ત્હમે ભણાવવા માટે તૈયાર થઈ શકશો?

છગનલાલ બોલ્યા:–સાહેબ, એક બે દિવસમાં વિચાર કરીને કહીશ. એમ કહી તેમણે કહ્યું કે જૈન સમાજમાં મૂર્તિ-પૂજક વર્ગ છે ત્યાં શાળા ચાલે છે કે કેમ? મહારાજે કહ્યું: હા. 'ત્યારે હું તે જોઈ આવીશ.' એટલું કહી છગનલાલ ઘેર ગયા. બીજે દિવસે દેરાવાસીની શિક્ષણ સંસ્થા તપાસી આવ્યા અને તે રીતે પોતાને ત્યાં પોતે શિક્ષણ સંસ્થા ચલાવવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે તેઓ મહારાજશ્રી પાસે આવ્યા. દેરાવાસી

જૈનશાળાની પ્રશંસા કરી અને પોતે તે રીતે શિક્ષક તરીકે રહી સંસ્થા ચલાવવાનું માથે લીધું.

"આશરે શો પગાર લેશો?" મહારાજે કહ્યું.

"સાહેબ, મારા માબાપનો મારા પર બોજો નથી; એટલું જ નહિ પણ હાલ હું રાજ્યની નોકરી દ્વારા જરૂર જોગું મેળવી શકું છું એટલે આવા પારમાર્થિક કાર્યમાં પગાર લેવાનો વિચાર કરવો એ મારા માટે લજ્જાસ્પદ ગણાય. આપના બોધની પ્રસાદી ત્યારે જ સાર્થક થઈ કહેવાય કે જ્યારે હું વગર પગારે આ પવિત્ર કાર્ય કરી શકું. મને તેવી તક આપીને અનુગૃહિત કરશો? પ્રભુ!

છગનલાલની વાણીમાં મીઠાશ હતી, કોમળતા હતી અને સાચા જીગરની ધગશ હતી. બીજે દિવસે વ્યાખ્યાનમાં મહારાજે બોધ આપ્યો કે જે સમાજ અભણ હોય તેનું કદી કલ્યાણ થઈ શકતું નથી. વ્યાખ્યાન ત્યારે જ સાચું સાર્થક થઈ શકે કે જ્યારે સમાજ પોતાનાં બાળકોને ધર્મશિક્ષણ મળે તેવી સંસ્થાનો પ્રબંધ કરે. ધર્મશિક્ષણ વગરનું ઘર એ ઘર નથી પણ સ્મશાન છે. ધર્મ સંસ્કાર વગરનો માનવી એ માનવી નથી પણ પશુ છે. માટે સંઘ આ પર યોગ્ય વિચાર કરે એવી હું આશા રાખું છું. વ્યાખ્યાન પૂરૂં થતાં આગેવાન શ્રાવકો ભેગા થયા અને પોતાને આંગણે શિક્ષણ-સંસ્થા ચલાવવાનો નિરધાર કર્યો; પરન્તુ શિક્ષકના અભાવે સૌ વિચારવશ બની ગયા. ત્યારે મહારાજે કહ્યું કે જુઓ, આ ઠાકોરને તો તમે ઓળખો છો, તેનો જૈનધર્મ પ્રત્યેનો પ્રેમ તમારાથી સુવિદિત છે. તે સેવાભાવી–લાગણી પ્રધાન યુવક

છે અને તે વગર પગારે હાલ જૈનશાળા ભણાવવા ખુશી છે. ત્હમે ગમે તેટલો પગાર આપવાનું તેને કહેશો તો પણ તે લેશે નહિ. સંઘ આ સાંભળીને ખુશ થયો. બીજા દિવસથી જૈનશાળા ચાલુ કરવામાં આવી. ન્હાની ઉંમરની બાળાઓ અને બાળકોની, સંઘની લાગણીથી શાળામાં સારી ભરતી થઈ. આવકના સાધન માટે છગનલાલજીએ એક મંડળ સ્થાપવાનું જાહેર વ્યાખ્યાન આપ્યું. મંડળ પણ સ્થપાઇ ગયું. અને સંસ્થાના નિભાવ માટે યોગ્ય આવક પણ થઈ ગઈ.

<u>દીક્ષા માટે નાસી છૂટયા</u>

આમ કેટલાક વખત સુધી તેઓ શિક્ષક તરીકે રહ્યા. દરમ્યાન શિક્ષક તરીકેની તેમની કારકીર્દિ બહુ જ પ્રશંસનીય માલમ પડી. છગનલાલજી એકલા શિક્ષકનું જ કામ કરી બેસી રહેતા એમ નહિ પરન્તુ સાથે સાથે તેઓ પોતે પણ શિક્ષણ લેતા; એટલે સાધુજીવનને ઉપયોગી એવા દશવૈકાલિક, ઉત્તરાધ્યયનાદિ સૂત્રોનું વાંચન–મનન પણ કરતા. પરિણામ એ આવ્યું કે તેમને ધીરે ધીરે સંસાર પર અભાવ થયો. ત્હેમણે માન્યું કે મારા જીવનની ઇતિ સમાપ્તિ કેવળ શિક્ષણ આપી બેસી રહેવામાં નથી; પરન્તુ મારા આત્માને પણ મારે શિક્ષણથી સંસ્કારિત કરવો જોઇએ અને તે માટે એક જ રસ્તો છે કે મારે સાધકપંથે વિચરવું જોઇએ. તો જ આ આત્માનો પૂર્ણ વિકાસ થઇ શકે, તો જ ભવબંધન રૂપ પાશમાંથી હું છૂટી શકું, તો જ હું મારા આત્માનું કલ્યાણ કરી શકું. આવા વૈરાગ્યજનક વિચારો દિવસે દિવસે તેમનામાં વૃદ્ધિ પામતા જતા હતા.

આત્મવિકાસ માટે કેટલીક વાર એકલા હાથ કરતાં અન્યના હાથ પણ વધારે ઉપયોગી નીવડે છે. કેટલીક વાર યોગ્ય સહવાસી મળી જાય છે તો પોતાનો વિકાસપંથ જલ્દી મનુષ્યના હાથમાં આવી જાય છે. કેટલીક વાર પોતાના જ્ઞાનાભ્યાસાદિ કાર્યોમાં, ક્રિયાઓમાં, ચર્ચાઓમાં અને અન્ય પ્રગતિકારક કાર્યમાં બીજાનો સાથ હોય છે તો તે બધાં કાર્યો ખૂબ ઝડપથી આગળ વધે છે એટલું જ નહિ પણ પોતાની ઇચ્છા પાર પાડવામાં તે નિમિત્તરૂપ બને છે.

આવું જ નિમિત્ત આપણા ચરિત્રનાયક શ્રી છગનલાલજીને મળી ગયું. તેમના બાલ્યકાળના બે મિત્રો પૈકી એક તો પોતાના વ્યાપારિક ધંધામાં મશગૂલ બની ગયા હતા. જ્યારે બીજા મિત્ર ભાઇ સુંદરલાલે ત્હેમનો સાથ છોડયો ન હતો. તેઓ પણ બપોરના, સાંજના ગુરૂરાજ પાસે આવી શ્રી છગનલાલજીની સાથે ધર્માભ્યાસ, ચર્ચાદિ કરતા, તેમજ ક્રિયાઓ–અનુષ્ઠાનો ઇત્યાદિ વ્યવસ્થિત બજાવતા. ઉભય મિત્રોનો વ્યાવહારિક પ્રેમ ધાર્મિક રૂપમાં પરિણમ્યો. તે એટલે સુધી કે બંને મિત્રોએ સાથે જ દીક્ષા લેવાનો નિરધાર કર્યો.

સુંદરલાલનું કુટુંબ સુખી હતું. તેમના પિતાશ્રીનો અમદાવાદ સાથે સારો વ્યાપાર ચાલતો. દોશીવાડાની પોળમાં ઝવેરી દોલા લશણીયાના નામથી ઓળખાતા એક ગૃહસ્થની આડતમાં તેઓ માલ મંગાવતા. આમ સુંદરલાલને ધીકતો વ્યાપાર હોવા છતાં તેમનું તેમાં ચિત્ત ન ચોંટયું.

બીજી તરફ છગનલાલ પણ સામાન્ય રીતે સુખી હતા

અને દરબારમાં નોકરી કરતા હતા, એટલું જ નહિ પણ સાથે સાથે અકીકનાં પત્થર બનાવવાનું કામ પણ કરતા હતા; છતાં ત્હેમનું મન પણ સંસારમાં ન ચોંટયું. ત્હેમને તો જ્યારથી મુનિ મહારાજનો પરિચય થયો ત્યારથી કંદમૂળાદિનો સર્વથા જાવજીવ ત્યાગ કરી નાખ્યો હતો. એનું અનુકરણ તેમના કુટુંબે પણ કરેલું; અર્થાત્ તેઓ પણ અવારનવાર ઉપાશ્રયમાં જતા. પરિણામે જૈનત્ત્વની થોડી શી અસર તેમના વડિલો ઉપર પણ થવા પામી હતી; કારણ કે તેમના પિતાશ્રી તેમને નાની ઉંમરના મૂકીને ગુજરી ગયા હતા. અને તે પછી થોડા વખતને અંતરે તેમના માતુશ્રી પણ ગુજરી ગયા હતા. એક વાર પર્યુષણના દિવસો હતા. ઉપાશ્રયમાં સૌ કોઇ ઉપવાસના નિયમો લેતા હતા. આપણા ચરિત્રનાયકે પણ સૌની સાથે એક નહિ, બે નહિ, પણ એકી સાથે ત્રણ ઉપવાસના પચ્ચખાણ લઇ લીધેલા. આ વાતની વડિલોને જ્યારે ખબર પડી ત્યારે તેઓ ખેદ પામ્યા. તેમણે પોતાના વહાલસોયા ભત્રીજાને ખવરાવવા ખૂબ કોશીશ કરી; પણ તે બધું વ્યર્થ ગયું.

હવે તેમના કાકા કાકીએ ધાર્યું કે દિવસે દિવસે છગનલાલ ઉપાશ્રયનું બારણું મૂકતો નથી. આપણો આ એકનો એક ભત્રીજો જો કદાચ સાધુ થઇ જશે તો પંચાત પડશે. તેમને જૈન ધર્મ પ્રત્યે પ્રેમ હતો પણ તે પ્રેમ એવો ન્હોતો કે પોતાનો ભત્રીજો જૈન સાધુ બની જાય તો પોતાને આનંદ આવે–પોતે પોતાની જાતનું અહોભાગ્ય માને. આ પ્રેમ સ્વાર્થી હતો એટલે તેઓ કોઈ પણ ભોગે છગનલાલને

સંસાર રૂપી કેદખાનામાં જકડવા માગતા હતા. તેમની એ ઇચ્છા પૂરી થવામાં ઝાઝીવાર ન લાગી.

એ અરસામાં તેમના કાકાએ છગનલાલનું લગ્ન કર્યું. ચારેક વર્ષ લગ્નજીવન ચાલ્યું; દરમ્યાન તેમને કાંઇ સંતતિ થઇ ન હતી. કુદરત પણ આત્મકલ્યાણના ઇચ્છનારને હમેશાં અનુકુળ હોય છે. ત્હેમના પત્નીને પણ તેમણે ધર્મમાર્ગે જ વાળ્યા.

ત્રણ ચાર વર્ષ આમ પસાર થઈ ગયા; છતાં છગનલાલજીને ન તો સંસાર તરફ ચેન પડયું કે ન તો શિક્ષકજીવનમાં ચેન પડયું, ન તો ઉપાશ્રયમાં ગૃહસ્થવેશે ગુરૂ મહારાજ પાસે બેસી રહેવામાં ચેન પડયું કે ન તો કામ ધંધો કે નોકરીમાં ચેન પડયું.

દિવસે દિવસે તેમની વૈરાગ્યવૃત્તિ બળવત્તર બનતી જતી હતી. કાકા પણ લગભગ સમજી જ ચૂકયા હતા કે આનું મન હંમેશ ઉદ્‌વિગ્ન રહ્યા કરે છે; ત્હેને કોઈ પણ ભોગે જૈન સાધુ બની સંસારમુક્ત બનવાની અભિલાષા જણાય છે.

બીજી તરફ સુંદરલાલ પણ પરિણિત હતા. લગ્નજીવનમાં જેમ આપણા ચરિત્રનાયકને ચેન ન્હોતું પડતું તેમ સુંદરલાલને પણ ચેન ન્હોતું પડતું. એકવાર સાંજના ધર્મચર્ચા કર્યા બાદ બંને મિત્રો ઉપવન તરફ ફરવા ગયા. તે વખતે છગનલાલજીએ સુંદરલાલને કહ્યું.

મિત્ર, ત્હારૂં નામ તો સુંદર છે પણ હવે સુંદર કાર્ય ક્યારે કરવું છે ? સુંદરલાલ બોલ્યો:—ભાઈ છગન ! ખરેખર હું આ સંસારતાપથી ઉદ્‌વિગ્ન બન્યો છું. ક્રોધ, માન, માયા,

લોભ, રાગ અને દ્વેષ એ શત્રુઓના ગણુ સમા છ જણુ પર વિજય મેળવવાનો પુરુષાર્થ કરવા મ્હારો આત્મા પોકારી રહ્યો છે; પરન્તુ ભાઇ, પિતાજી મ્હને રજા આપે તેમ નથી. અને ત્હમને પણુ રજા મળે તેમ નથી. માટે કોઇ રસ્તો જડે તો સારૂં એવી હું મુંઝવણુમાં છું.

આ સાંભળી આપણા ચરિત્રનાયકે કહ્યું:—ખરી વાત છે સુંદર, હું પણુ તારી જ માફક મુંઝાઉં છું. સંસારના મોહમાં પડેલાં માતા પિતાઓ પુત્રને પણુ પોતાના રસ્તે જ ચાલવા દેવામાં ડહાપણુ અનુભવે છે. પરન્તુ શું આપણે આપણા આત્માના અવાજથી વિરુદ્ધ પ્રવૃત્તિ કરવી ? શું ત્હેમની આપણુને સંસારમાં ગોંધી રાખવાની ઇચ્છાને આપણે આધીન થવું ? મ્હારો એવો અધીન મત છે કે કદાપિ નહિ.

"તો પછી શું કરવું ?" સુંદરે અકળાઈને પ્રશ્ન કર્યો.

"એજ કે આપણે અહિંથી ગૂપ ચૂપ નાસી છૂટવું અને કોઈ સારા મુનિનો યોગ મેળવી દીક્ષા લઈ લેવી.

"બરોબર છે, બરોબર છે, મારો પણુ એજ વિચાર છે." હર્ષના અવાજે સુંદરે અનુમતિ આપી.

આ વખતે ખંભાતમાં નવાબી સીક્કા ચાલતા હતા. પરદેશમાં આ સીક્કા ખપમાં આવશે નહિ એમ ધારી તેમણે પોતાની સાથે લીધેલા થોડા ઘણા રૂપીયા વટાવીને કલદાર કર્યા. સાથે દીક્ષાનાં વસ્ત્રો પણુ ખરીદી લીધા અને છુપી રીતે આ બંને મિત્રો સૂરત જવાનો વિચાર કરી આણુંદ સ્ટેશને આવી ટ્રેનમાં બેસી ગયા. તેઓ વડોદરા વટાવી ભરૂચ સ્ટેશને પહોંચ્યા ત્યાં

તેમને વિચાર થયો કે સુરતમાં તો ખંભાત સંપ્રદાયના જ હર્ષચંદ્રજી મહારાજ બિરાજે છે. એટલે તેઓ રજા વગર દીક્ષા આપી શકશે નહિ; અને આપણા વડિલો પણ દીક્ષા લેવાની રજા આપશે નહિ; જેથી સુરતનો આપણો ફેરો વ્યર્થજ જવાનો; તો નાહક ત્યાં શા માટે જવું? એવો વિચાર કરી બંને મિત્રો ત્યાંથી પાછા ફર્યા અને અમદાવાદ આવ્યા. તે પછી તરતજ તેઓ મારવાડ તરફ જતી ગાડીમાં બેસી પાલી પહોંચી ગયા.

પૂછતા પૂછતા તેઓ સાધુમાર્ગી જૈન સ્થાનકમાં આવ્યા, ત્યાં શ્રી વેણીલાલજી નામના તપસ્વી મુનિ બિરાજતા હતા. બંને ભાવિકોએ મુનિશ્રીને વિધિપૂર્વક વંદન કર્યું. બંનેની ગંભીરતા, મુખસામ્યતાદિ જોઇને મુનિને ત્હેમના પર પ્રેમ થયો. તેમણે આગંતુકોને મધુર વચને દયા પાળવાનું સૂચન કર્યું. બંને જણા મહારાજની સમક્ષ બેઠા. વાર્તાલાપને અંતે મુનિને જણાયું કે આ બંને ભાવિક સજ્જનો છે અને બંનેને દીક્ષા લેવાનો ભાવ છે. ઉભય જણાએ પણ પોતાની તીવ્ર વૈરાગ્યવૃત્તિની વાત કરી. સાથે સાથે દીક્ષા આપવાની પણ વિનંતિ કરી. તેમના કથન પરથી મુનિએ એ પણ જાણ્યું હતું કે તેમના માતા પિતા તરફથી સીધી રીતે અનુમતિ મળે તેમ ન હોવાથી તેઓ આ રીતે સાહસ કરવા બહાર નીકળી આવ્યા છે.

આ બધી વાતચીત પરથી વેણીરામજી મહારાજે તેમને સ્પષ્ટ જણાવી દીધું કે—દેવાનુપ્રિયે! તમારા જે ઉત્તમ ભાવો છે તે કાયમ રાખશો. દીક્ષાનું એકાએક રજા વગર સાહસ

કરશો નહિ. વળી કોઇ સારા સાધુઓ રજા વગર તમને દીક્ષા આપશે નહિ અને કોઇ સાધુ કદાચ રજા વગર તમને દીક્ષા આપી પણ દેશે તો તમો તેમાં ફસાઇ જશો. માટે પૂરતો વિચાર કરશો. થોડાક દિવસ અહિં રહી ધર્મધ્યાન કરો અને પછી દેશમાં તમારા સંપ્રદાયના કોઈ ઉપકારી પુરુષ પાસે અથવા તમારા દેશના કોઇ સારા સાધુ પાસે દીક્ષિત થશો એવી મારી સૂચના છે.

બંનેના મ્હોઢા પર ગંભીરતાના ચિન્હો હતાં. અહિં પણ પોતાને નિરાશા મળી એ વિચારે ત્હેમનું હૃદય સ્હેજ ખેદ પામ્યું; પરન્તુ મુનિએ દીક્ષા બાબતની જે ચોખવટ કરી—જે સ્પષ્ટ ઉલ્લેખ કરી સમજણ આપી તેથી તો બંનેના હૃદય આનંદ પામ્યા. તેઓ થોડાક દિવસો ત્યાં રહ્યા. ત્યાંના શ્રાવકોએ આ બંને દીક્ષાના ઉમેદવારોની સારી બરદાસ કરી.

કેટલાક દિવસો તેઓ અહિં રહીને પછી અમદાવાદ આવ્યા અને સારંગપુર તળીયાની પોળમાં શેઠ ડાહ્યાભાઇ મોતીચંદને ત્યાં ઉતર્યા. બીજી તરફ ખંભાતમાં તેમની શોધ-ખોળ તો થઈ જ રહી હતી. બંનેના સગાંવહાલાંઓએ અનેક ઠેકાણે પત્રો લખી બંનેના સમાચાર મંગાવ્યા હતા; પણ કયાંયથી સંતોષકારક જવાબ મલ્યો ન હતો.

જે દિવસે સુંદરલાલ અને છગનલાલ અમદાવાદમાં આવ્યા તે જ દિવસે ખંભાતથી સુંદરલાલના પિતા પણ અમદાવાદ ધંધાર્થે આવેલા અને ઝવેરી દોલા લશણીયાને ત્યાં દોશીવાડાની પોળમાં ઊતરેલા. આ વખતે સુંદરલાલે

શેઠ ડાહ્યાભાઈને કહ્યું કે—ત્હમે બજારમાં જાવ છો તો દોલા લશણીયાને ત્યાં જઈ એટલા ખબર લેતા આવશો કે આજે ખંભાતથી કોણ કોણ આવ્યું છે? 'બહુ સારૂં' કહીને શેઠ ડાહ્યભાઈ દોશીવાડાની પોળે જવા નીકળ્યા.

બરાબર આજ વખતે કોઈ જોશી દોલા લશણીયાને ત્યાં આવી ચડયો. તે વખતે સુંદરલાલના પિતા ત્યાં બેઠા હતા તેમણે જોશીને કહ્યું કે મહારાજ, ત્હમે જોશ જુઓ છો તે સાચાં જોતાં હો તો કહો જોઈએ કે મારો પુત્ર કેટલાક વખતથી નાસી ગયો છે તે મને ક્યારે મળશે? જો તમારૂં આ કથન સાચું પડે તો હું તમને ખૂશ કરીશ. જોશી મહારાજ ઉસ્તાદ હતા એમ કહેવું જોઈએ. ત્હેમણે ટીપણું જોઇને બરાબર કહી દીધું કે શેઠ, તમારા પુત્રનો તમને આજના શુભ દિવસે મેળાપ થાય એવો સંભવ છે. જોશીનું આ કથન પૂરૂં થાય કે તરત જ શેઠ ડાહ્યાભાઈ દોલાશેઠની હવેલીમાં દાખલ થયા. ત્યાં તેમણે સુંદરલાલના પિતાને જોયા એટલે આ હર્ષ સમાચાર તરત જ કહી દેવાનું તેઓ દબાવી શકયા નહિ. તેમણે સુંદરલાલના પિતાશ્રી માણેકચંદને તરતજ કહી દીધું કે માણેકલાલભાઇ, સુંદરલાલ અને ઠાકોર મારે ત્યાં આવ્યા છે.

"ક્યારે?" માણેકચંદે આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"આજ સવારે જ." ડાહ્યાભાઇએ કહ્યું.

તરત જ જોશી મહારાજને ખૂશ કરી માણેકચંદ શેઠ ડાહ્યાભાઇની સાથે તેમને ઘેર આવ્યા. અહિં બધાનો મેળાપ થયો. માણેકચંદ શેઠના આનંદનો પાર ન રહ્યો. પછી તેઓ બંને જણાને સમજાવી ખંભાત લઈ ગયા.

છગનલાલજીના કાકાને પણ સંતોષ થયો. છતાં છગનલાલજીનું મન તો કોઇ રીતે સંસાર તરફ ન વળ્યું તે ન જ વળ્યું.

બીજી તરફ સુંદરલાલ સંસારમગ્ન બની ગયા. તેમની પોતાની પત્નીથી ૧ દીકરો અને ૧ દીકરી એમ બે સંતાનો હતાં, છતાં માણેકચંદ શેઠ સુખી હોવાથી તેમજ પુત્રને સંસારમાં પૂરેપૂરો ખુંચવી પોતાનો વારસદાર કાયમ રહી શકે એ હેતુથી સાણંદમાં એક બીજી કન્યા સાથે સુંદરલાલનું લગ્ન કરી દીધું.

મિત્રોની દોસ્તી અહિંથી તૂટી ગઈ. એક પતનને માર્ગે વળી ચૂકયો હતો. બીજાને પતન એ ભયંકર યાતના સમું લાગતું; એટલે આપણા ભવભીરૂ ચરિત્રનાયકે એકલે હાથે સંસારમુક્ત બનવાનો નિશ્ચય કરી લીધો. તેમણે દીક્ષા આપવાની પોતાના કાકા, કાકી તથા પત્ની વગેરેની અનુમતિ માગી. કાકા કાકીએ થોડો વખત રહી જવા સૂચવ્યું.

આપણા ચરિત્રનાયકે સાફ સાફ સંભળાવી દીધું કે કાકાશ્રી, શા માટે મ્હને વધુ વખત રોકો છો? શાસ્ત્રમાં કહ્યું છે કે **धर्मस्य त्वरिता गतिः** ધર્મના કામમાં વિલંબ ન કરવો. આજે ત્હમે મને રોકો છો પણ આવતી કાલે મારૂં મૃત્યુ નહિ જ થાય એની શું ત્હમે ખાત્રી આપી શકો છો? મારા વિચારો સ્મશાન વૈરાગ્ય સમા નથી પણ દૃઢ છે; છતાં વખત વિતતાં તે વિચારોમાં પણ પરિવર્તન આવી જાય અને મ્હારા આત્માનું બગડી જાય તો તેના જવાબદાર

કોણુ ? કૃપા કરી મને ન રોકો. તમારા કુળમાંની એક વ્યક્તિ આત્મકલ્યાણુના ઉજ્જવળ પંથે ગમન કરવા બહાર પડે છે તેથી આનંદ માનો, તેનું તમે ગૌરવ લ્યો.

છગનલાલજીના આ સચોટ શબ્દોએ કાકા કાકી વગેરેના હૃદયમાં વીજળીક અસર ઉત્પન્ન કરી. આખરે ત્હેમને દીક્ષા લેવાની પુલકિત વદને મંજુરી આપવી પડી. ત્હેમનાં પત્નીએ પણુ પોતાની આનંદપૂર્વકની સંમતિથી પતિના કલ્યાણુનો માર્ગ મોકળો કરી આપ્યો. છગનલાલજી રજા મેળવવામાં ફતેહમંદ નીવડયા.

## દીક્ષા

સંવત ૧૯૪૪ ની સાલ ચાલતી હતી. પોષ માસની સખ્ત ઠંડીમાં વૈરાગી છગનલાલ દીક્ષા લેવાના નિશ્ચયે સૂરતમાં બિરાજતા ખંભાત સંપ્રદાયના પૂ. શ્રી હર્ષચંદ્રજી મ. પાસે આવ્યા. પોતાને અનુમતિ મળી ગયાની અને દીક્ષા આપવાની વાત કરી. અભ્યાસ કરાવવાની જરૂર ન હતી; કેમકે સાધુ જીવનને ઉપયોગી ઘણો અભ્યાસ તેમણે સંસારાવસ્થામાં જ કરી લીધો હતો એટલે પૂજ્યશ્રીએ શ્રી સંઘને વાત કરી. શ્રી સંઘે લેખિત અનુમતિ પણુ તેમના વડિલો પાસેથી મંગાવી લીધી. દીક્ષા–તીથી નક્કી થઇ. પોશ શુદ ૧૦ નો એ દિવસ હતો. ખંભાત, અમદાવાદ, સાણુંદ, ખેડા, વસો, કઠોર, મુંબાઈ ઇત્યાદિ સ્થળેથી આ દીક્ષામહોત્સવ પર ઘણા માણુસો હાજર થયા હતા. સૂરતના ગોપીપુરા, સગરામપુરા અને હરિપૂરા એ ત્રણે સંઘનો પૂરતો સહકાર હતો. દશમની વહેલી સવારે હરિપુરા, રૂવાળા ટેકરે રહેતા

શેઠ ફુલચંદ ગુલાબચંદને ત્યાંથી ધામધૂમપૂર્વક વરઘોડો નીકળ્યો અને સૂરતના સ્ટેશન પાસે ઝવેરી ચુનીલાલ લલ્લુભાઈ ફતેચંદના બંગલામાં પૂજ્યશ્રીએ છગનલાલજીને દીક્ષા પાઠ ભણાવી ભાગવતી દીક્ષા અંગીકાર કરાવી.

## સાધકજીવન

આમ વર્ષોથી સેવી રાખેલો તેમનો મનોરથ પાર પડયો. ભ૦ મહાવીરના સાધુ તરીકેનો વેશ સજી તેઓ સાધકદશાને સાર્થક કરવાના પ્રયત્નમાં પડી ગયા. તેમાંયે ગુણવાન ગુરૂનો યોગ મળ્યો એટલે શું બાકી રહે ! એક વખતના બાળકોના શિક્ષક અત્યારે સમાજના શિક્ષક બની ગયા. એક વખતના અલ્પારંભી જીવ સર્વારંભથી મુક્ત બની આત્મકલ્યાણને પંથે પડયા. તપશ્ચર્યા, પ્રતિક્રમણ, પાંચસમિતિ, ત્રિગુપ્તિનું સુંદર રીતે પાલન કરતાં તેઓ દેશવિદેશમાં વિચરવા લાગ્યા. અને ધીરે ધીરે વ્યાખ્યાન કળા શીખીને જૈન જૈનેતર જનતાને સમાજ, ધર્મ અને નીતિ સુધારણાનો ઉપદેશ આપવા લાગ્યા.

## ગુરૂ દેવલોક પામ્યા

દીક્ષા બાદ પાંચ વર્ષને અંતે તેમના ગુરૂજી સ્વર્ગગમન કરી ગયા એટલે દીક્ષાવૃદ્ધ તેમના ગુરૂભાઇ શ્રી ભાણજી સ્વામીને પૂજ્ય પદવી મળી.

તેમની આજ્ઞામાં રહીને છગનલાલજી મ. તો સંપ્રદાયહિતનાં સર્વ કાર્યો કરતા આત્મકલ્યાણ કરી રહ્યા હતા.

## પૂજ્ય પદવી મળી

છગનલાલજી મહારાજની ગંભીરતા, વિદ્વત્તા, કાર્યકુશ-

લતાદિ ગુણોથી ત્હેમને શ્રી રત્નચંદ્રજી, છોટાલાલજી,* આત્મારામજી,+ ખોડાજી, ફુલચંદજી વગેરે શિષ્યો થયા.

પૂજ્ય શ્રી ભાણુજી સ્વામીના કાળધર્મ પામ્યા પછી પૂજ્યશ્રી ગીરધરલાલજી સ્વામી પૂજ્ય પદવીએ આવ્યા. તેઓ સંવત્ ૧૯૮૩ માં કાળધર્મ પામ્યા એટલે પૂજ્ય પદ-વીનો ભાર પૂજ્યશ્રી છગનલાલજી મ.ને માથે આવી પડયો.

પૂજ્ય પદવી મળ્યા પછી તો તેમણે સંપ્રદાયનું નાવ સુવ્યવસ્થિત રીતે ચલાવ્યું. આ વખતે જો તેઓએ બરોબર દીર્ઘદર્શીતા ન વાપરી હોત તો સંપ્રદાય ટકત કે કેમ એ શંકાસ્પદ હતું. કારણ કે દુર્દૈવ યોગે પહેલેથી ખંભાતની ન્યાતના ભાગલા પડી ગયા હતા. બીજી તરફથી ખંભાત સંપ્રદાયના સાધુઓમાંથી ૬ સાધુઓ કવિપંથમાં જતા રહ્યા હતા અને ત્હેમણે જ ખંભાતના કેટલાક શ્રાવકોને પોતાના અનુયાયી બનાવ્યા હતા. જેને પરિણામે સંઘમાં અને સમાજમાં વિગ્રહ હતો.

* છોટાલાલજી મ. ખૂબ વિનયવંત અને મહાતપસ્વી હતા. નારગામમાં પાટીદાર કોમમાં જન્મ્યા હતા. તેમણે સં. ૧૯૫૭માં સોજિત્રા મુકામે પૂજ્યશ્રી ભાણુજી ઋષિ હસ્તક દીક્ષા અંગીકાર કરીને પૂજ્યશ્રી છગનલાલજી સ્વામીના શિષ્ય બન્યા હતા. તે પછી તેમણે સ્વકર્મક્ષય માટે જબ્બર પુરુષાર્થ સેવ્યો હતો. ૪૦ વર્ષની ઉંમરે સંવત્ ૧૯૫૭માં સંસાર ત્યાગ પછી તેમણે ૨૬ માસ ખમણ ઉપરાંત અનેક અઠ્ઠાઇઓ, પંદર ઉપવાસાદિ ઉગ્ર તપશ્ચર્યાઓ કરી હતી. છેલ્લા ૩૦ વર્ષના અરસામાં તેમના જેવા ઉગ્ર તપસ્વી ગુજ-રાતમાં થયા નથી એમ તે સંપ્રદાયના જાણકારો કહે છે. તેઓ સંવત્ ૧૯૯૧ માં કાળધર્મ પામી ગયા હતા.

+ જેઓ મુંબાઈ મુકામે કાળધર્મ પામ્યા હતા.

આથી કવિ ધર્મને માનનાર એવા ૨૫ ઘરો જુદા પડી ગયા હતા. અને તે પછી જ્ઞાતિનો જે સમૂહ રહ્યો તેમાંથી પણ બે ભાગલા પડચા. એક ન્યાત પક્ષ કે જેમાં ૫૦–૬૦ ઘર અને બીજો સંઘ પક્ષ જેમાં વણિક જ્ઞાતિના ૬૦–૭૦ ઘર અને પાટીદારના ૫૦થી૬૦ ઘર, એ રીતે ખંભાતનું વાતાવરણ કલુષિત બન્યું. આવી સ્થિતિ બનવા પામ્યાથી પૂજ્યશ્રીને ઘણો ખેદ થયો. રાજચંદ્ર મતવાળા કદાચ ધર્મના કારણે જુદા રહે એ બીજી વાત છે; પરન્તુ સંઘનાજ માણસોમાં ૫૦ અને ૧૦૦–૧૨૫ ઘરના બે વિભાગ પડી જાય એ કોઈ રીતે નભાવી લેવા જેવું ન હતું. આ બાબત પૂજ્યશ્રીએ ઘણા પ્રયત્નો કર્યા, પરન્તુ ગુંચવાયલું કોકડું આગેવાનોના મમત્વને કારણે ઉકેલાયું નહિ; એટલું જ નહિ પણ આ ઝઘડો દિવસે દિવસે વ્યાપક રૂપ લેવા લાગ્યો. આથી પૂજ્યશ્રી છગનલાલજી મહારાજે વિચાર કર્યો કે ખંભાતની ન્યાતનો આ ઝગડો સંઘમાં પણ પેઠો છે અને તેથી તે ઝગડો ન્યાત અને સંઘ બંનેનો સત્યાનાશ આણશે. આ વિચારે તેઓ ખૂબ દિલગીર રહેતા. તેમણે અનેક આગેવાનોને સમજાવવા માંડયા પરન્તુ વાત એટલી બધી મક્કમતા પર આવી હતી કે કોઈ સમાધાન કરવા તત્પર ન હતા.

આખરે સં. ૧૯૮૫ માં સુરત મુકામે તપસ્વીશ્રી ફુલચંદજી મહારાજે દીક્ષા લીધી તે પ્રસંગે ખંભાતનો સંઘ ત્યાં આવ્યો. પૂજ્યશ્રીએ બંને પક્ષને માન્ય એવો એક ખરીતો તૈયાર કરાવ્યો અને ત્યાં બંને પક્ષને સમજાવ્યા. બંને પક્ષે સહીઓ પણ આપી. સમાધાન તે વખતે સ્વીકારાયું પણ ખરૂં; પરન્તુ પુનઃ તે ઝગડાએ બીજા રૂપે ઉગ્ર સ્વરૂપ

ધારણ કર્યું અને બંને પક્ષો આ રીતે એક ન થઈ શકયા તે નજ થઈ શકયા. આ ઝગડો હજુ પણ ન્યાતમાં જેવો ને તેવો જ ઉભો છે. પૂજ્યશ્રી માનતા કે જો આ ઝગડો શમે તો દરેક જૈન સંસ્થાના–સમાજના વિકાસનું બહુ સુંદર કાર્ય થઇ શકે. પણ કોને ખબર છે કે લવજીસ્વામી જેવા જબ્બર સુધારકના ધર્મધામમાં ન્યાતનો ઝગડો ધર્મ ક્ષેત્રમાં આટલું બધું ગંભીર રૂપ ધારણ કરશે ? ખંભાતમાં ઘણા સારા કાર્યકર્તાઓ છે, કાર્યશકિત પણ છે તેથી જ આ ઝગડાથી પૂજ્યશ્રીનું હૃદય ખિન્નતા અનુભવતું. તે એટલે સુધી કે પૂજ્યશ્રીએ પોતાની માંદગીમાં પણ ખંભાતમાં સંપ રૂપી સોનેરી સૂર્યકીરણો જોવાની તત્પરતા દેખાડી હતી. હવે આપણે માત્ર એટલું ઇચ્છીએ કે પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપે અને જે મહાપુરુષના વખતમાં આ ઝગડાની સમાધાનીના પ્રયત્નો થતા તે જ ઝગડો તે જ મહાપુરૂષના શિષ્ય શ્રી રત્નચંદ્રજી મ. ના સમયમાં ઉપશમે–ઉપશમાવવાની ઉદાર ભાવના સૌ કોઇ દાખવે. તો આજે પણ ખંભાતનું ક્ષેત્ર ગુજરાતભરમાં પ્રથમ દરજ્જે આવી શકે તેમાં સંદેહ નથી.

પૂજ્યશ્રીએ પોતાના સાધકકાળ દરમ્યાન જેટલાં જેટલાં કાર્યો હાથ ધર્યા હતાં તે બધાંયે તેમણે બહુજ સુંદર રીતે પાર પાડયાં હતાં એમ અનુભવી વ્યક્તિ જરૂર કહી શકે, પરન્તુ આ એકજ કાર્ય–એકજ કલેશ એવો ગંભીર હતો તે ખૂબ ખૂબ પ્રયત્ને પણ ન શમી શકયો. આમાં કોઈ અલ્પબુદ્ધિ મનુષ્ય પૂજ્યશ્રીને દોષિત બનાવે તો તેમને આપણાથી શું કહી શકાય ? પરન્તુ સમજવું જોઈએ કે જેમણે સંપ્રદાયની

ક્ષુરા માથે લીધી હોય, જ્હેમણે દેહને નશ્વર જાણી આત્મ-કલ્યાણમાં જ જીવન સમર્પણ કર્યું હોય, ત્હેમને મારા તારાના ભેદ ભાવની, રાગદ્વેષની–પક્ષપાતની શી પડી હોય? એટલું જો છદ્મસ્ત–સંસારી–માયામાં મગ્ન બનેલા જીવો વિચારી શકે તો પણ બસ છે. પરન્તુ કાળ કાળનું કાર્ય કર્યે જાય છે. કહેવત છે કે માણસ બળવાન નથી પણ સમય જ બલવાન છે. સમયનીજ બલિહારી છે. આપણે ઈચ્છીયે કે એવો સુસમય નજદિકના ભવિષ્યમાં આવે અને લવજીઋષિજીએ દિપાવેલી ગાદી–દિપાવેલું ક્ષેત્ર પુનઃ પૂર્ણ તેજસ્વી બને.

## સમાજ સેવાની ધગશ

તેમના વખતમાં જનતાની સાર્વત્રિક જાહેર સેવા કરનાર એવું એકે વર્તમાનપત્ર જૈન સમાજમાં ન હતું. જૈન હિતેચ્છુ પત્રના સંપાદક સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ એકવાર પ્રસ્તુત પૂજ્યશ્રીના દર્શને આવ્યા. તેમની સાથે સમાજહિત વિષયક વિચારણા ચાલી. પૂજ્યશ્રીએ સમાજની નિદ્રાનું–અવનત દશાનું ધ્યાન આપતાં કહ્યું:–વાડીલાલ, જૈન સમાજમાં એવો કોઇ વીરનર છે કે જે સાહસ અને હિંમત પૂર્વક જૈન વાર્જિત્ર કાઢી સમાજસેવા બજાવે?

વાડીલાલ બોલ્યા:–મહારાજશ્રી, મ્હારી ઘણા વખતથી ઉમેદ છે. સમાજની આ સુષુપ્ત દશાથી, રૂઢ રિવાજોથી, અંધશ્રદ્ધાથી હું કંટાળી ગયો છું અને એકાદ વાર્જિત્રદ્વારા સમાજમાં જાગૃતિનાં પાન કરાવવા ઈચ્છું છું.

“ તો પડો મયદાને ” ગભરાવ છો શાને?

પૂજ્યશ્રીના આ હિંમતભર્યા વચનથી વાડીલાલને હિંમત આવી. તરતજ તેમણે એક પત્ર કાઢવાની જાહેરાત કરી દીધી. કહેવાની જરૂર નથી કે મહારાજશ્રીના પ્રયત્ને આ પત્રનો ખૂબ ખૂબ વિકાસ થવા લાગ્યો. સાથે સાથે જૈન સમાજમાં અત્યાર સુધી છૂપા રહેલા જવાહીરને પણ પોતાની વિદ્વત્તા, વિચારસરણી દર્શાવવાની મહામોલી તક સાંપડી.

કહેવાય છે કે આ જૈન પત્રના પ્રચાર માટે પૂજ્યશ્રી જ્યાં જ્યાં વિહાર કરતા ત્યાં ત્યાં પત્રના પેમ્ફલેટો પોતાની સાથે રાખી ગ્રાહકો બનાવતા અને જ્યારે જ્યારે જૈન સમાજ પર અન્ય સમાજનું આક્રમણ થતું ત્યારે ત્યારે શાસ્ત્ર સંશોધન કરી તેની યાદી વાડીલાલ શાહને મોકલી દેતા અને પછી વાડીલાલ શાહ પોતાના જૈન હિતેચ્છુ પત્રમાં તે પ્રગટ કરતા.

આમ જૈન પત્રકારત્વની દુનિયામાં જેટલું માન વીર વાડીલાલને ઘટે છે તેટલું જ માન આ પત્રને જન્માવવામાં–તેને વિકસાવવામાં–સામગ્રીઓ પૂરી પાડવામાં પૂજ્યશ્રી છગનલાલજી મહારાજને પણ ઘટે છે.

એકવાર મુંબાઈ સમાચારમાં એવી મતલબનું લખાણ આવ્યું કે જૈનીઓ અગાઉ માંસાહારી હતા: આ વખતે પૂજ્ય મહારાજ શ્રી સરસપુરમાં બિરાજતા હતા. આ લેખ શ્રી હીરાચંદ વેલજીભાઈ સંઘાણીના વાંચવામાં આવ્યો. તેઓ તરત જ મહારાજશ્રી પાસે તે પેપર લઇને આવ્યા. મહારાજશ્રીને અને સંઘાણીને મીઠો સંબંધ હતો. કટાક્ષ કરતા હીરાચંદભાઈ બોલ્યા કે મહારાજ સાહેબ! કાંઈ કામ કરશો કે સમાજના રોટલા જ ખાશો! પૂજ્યશ્રીએ આશ્ચર્યપૂર્વક કહ્યું: મ્હારા સરખું

શું કામ છે? એટલે સંઘાણીજીએ મુંબાઈ સમાચારમાં આવેલું તે લખાણુ પૂજ્ય સાહેબને વંચાવ્યું. આ વખતે પૂજ્ય મહારાજ 'ધર્મસિંહ મુનિની હુંડી' વાંચતા હતા. તેમાં આ સંબંધી લેખ હતો. તે લેખ તથા બીજાં શાસ્ત્રીય પ્રમાણો તેમણે જૈન હિતેચ્છુમાં છાપવા માટે મોકલી આપ્યા. જેવું જ તે લખાણુ તેમાં પ્રસિદ્ધિ પામ્યું કે તરત જ વિરૂદ્ધ ઉચ્ચાર કરનારને મૌન ધારણુ કરવું પડયું. જૈન હિતેચ્છુના તે અંકની ઉપરાઉપરી માગણી થવા લાગી. આખરે 'જૈન હિતેચ્છુ'નો આ અંક હવે શીલીકમાં નથી એમ સંપાદકને જાહેર કરવું પડયું.

એકવાર વિદ્યાર્થી અવસ્થામાં કોલેજની પરીક્ષા આપવા મુંબાઇ જવાનું વાડીલાલ શાહને હતું. મુંબાઈમાં કોઇની ઓળખાણુ ન્હોતી. એટલે પૂજ્યશ્રીએ સુરતના વતની શ્રી પ્રેમચંદ અલેચંદ મારફતીયા જેઓ તે વખતે મુંબાઇ સંઘના સેક્રેટરી હતા તેમના પર તથા શેઠ લખમશી નપ્પુભાઇ પર તથા શેઠ દામજીભાઇ લક્ષ્મીચંદ પર ભલામણુપત્રો લખી આપ્યા. વાડીલાલ શાહ ત્યાં ઉતર્યા. ત્યાં કેટલાક વિદ્યાર્થીઓ સાથે એકાદ વખત કાંઇક બોલાચાલીનો પ્રસંગ આવ્યો હશે કે હરકોઈ કારણે વિદ્યાર્થીઓની ફિસ્ટ વખતે ઝેરમિશ્રિત ખોરાક તેમના ખાવામાં આવ્યો. આ વાતની ખબર પ્રેમચંદભાઈએ તાર મારફત અમદાવાદમાં શ્રી વાડીલાલ શાહના પિતાને આપી. તરત જ શ્રી મોતીલાલ મનસુખરામ શાહ મુંબાઇ ગયા. ડૉકટરની ટ્રીટમેન્ટથી કેસ સુધરી ગયો. વાડીલાલ શાહ તે પછી અમદાવાદ આવ્યા અને આપણે ઉપર કહ્યું તે રીતે તેમણે પત્રકાર તરીકેના જીવનની શરૂઆત કરી.

એક પ્રસંગે મુંબાઇમાં રહેતા કેટલાક ધોરાજી, જેતપુર તરફના રહેવાશીઓ શ્રી. વાડીલાલ મોતીલાલ શાહની સામે પડ્યા અને તેમની વિરુદ્ધ એક પત્ર કાઢવાનું તેમણે વિચાર્યું. કારણ એ હતું કે તે વખતે ગોંડલ સંપ્રદાયમાં કુસંપ ચાલતો હતો. જેને અંગે ખૂબ ચર્ચાપત્રો છાપવા માટે આવતા. વાડીલાલ શાહ જો કે બંને પક્ષના ચર્ચાકારોના ચર્ચાપત્રોને સ્થાન આપતા; છતાં ઘણાં ચર્ચાપત્રોમાં ફટાણાવાળું લખાણ આવતું, આથી તેઓ આ પત્રકાર સામે ઝઝુમવા અને નવું પત્ર કાઢવા તૈયાર થયા. એ અરસામાં પૂજ્યશ્રીને ચાતુર્માસ માટે મુંબાઈની વિનંતિ થઇ. પૂજ્યશ્રી વિહાર કરતા ભાઇંદર પહોંચ્યા. ત્યાં મુંબાઇના કેટલાક શ્રાવકો ત્હેમનાં દર્શને આવ્યા. તેઓને મહારાજશ્રીએ આ નવાં પત્રને ન જન્માવવાની અને સમાજમાં કલહવૃદ્ધિ ન થવા દેવાની વાત કરી. વાડીલાલના લખાણ પર હું સંયમ રખાવીશ એમ પરસ્પરની મીઠી વાતચિતને અંગે મહારાજશ્રીએ ઉભયમાં સંપ કરાવ્યો.

કોઇ કારણથી વાડીલાલ શાહ અને ત્હેમના પિતા વચ્ચે પણ એકવાર મનઃદુઃખ થયેલું. પરિણામે તેમના પિતાએ બંધ કરેલું વાજિંત્ર ફરી શરૂ કરવાનો ઇરાદો રાખેલો. પૂજ્યશ્રીએ કહ્યું કે હરિફ પત્રકાર સમાજનો ઉદ્ધાર કરવાને બદલે સમાજમાં ક્લેશના—વિરોધના બીજકો વાવે છે. સુજ્ઞ માણસોએ આવી પ્રવૃત્તિમાં ન પડવું જોઇએ. એક માત્ર સેવાના ઉદ્દેશથી જ પત્ર કાઢવું જોઇએ; નહિ કે સામી વ્યક્તિને—સામા પત્રકારને જેર કરવાના ઇરાદે. હું તો સમાજમાં સારૂં પેપર જ માત્ર જોવા ઇચ્છું છું. આમ કહી તેમણે વાડીલાલના પિતાના તે વિચારો પણ અળસાવી દીધા.

આ પરથી પૂજ્યશ્રીને સમાજનાં સારાં પેપરનું કેટલું અભિમાન હતું તે ઉપરોક્ત દર્શાવેલા પ્રસંગો પરથી સારી રીતે જાણી શકાય છે.

**શાસ્ત્રશોખ**

એ વખતે અમદાવાદમાં ડૉકટર જીવરાજ ઘેલાભાઈ શાસ્ત્ર-શોખિન હતા. તેઓ બપોરના હમેશાં એક વાગ્યાથી પાંચ વાગ્યા સુધી મહારાજશ્રી પાસે બેસી શાસ્ત્રાધ્યયન કરતા. તેમાં ઘણા માણસો સામેલ રહેતા. પૂજ્યશ્રી કહેતા કે પ્રમાદમય જીવનનો ત્યાગ કરી આત્મ કલ્યાણના ઇચ્છુકે તો હમેશાં સત્પ્રવૃત્તિ જ કરવી જોઇએ.

આ શાસ્ત્રાધ્યયનની ચમત્કારિક અસર થઇ. ભ૦ મહાવીર-પ્રણિત સૂત્રોમાં જ્ઞાનનો ભંડાર ભરેલો છે–અનેક રત્નો પડેલાં છે. તેનો સ્વપર કલ્યાણાર્થે પ્રચાર ન કરવામાં આત્મવંચના છે એમ મહારાજશ્રી માનતા, તેથી ત્હેમણે ડૉ. જીવરાજભાઇને જણાવ્યું કે આજે જમાનો બદલાતો જાય છે અને લખવાની ખર્ચાળ પદ્ધતિ ઇચ્છનીય નથી. કારણકે એ લખેલું કેવળ સાધુના જ કામમાં આવે, તેમાંયે લહીયાઓ પૂરતું ભણેલા નહિ. તેથી જો ત્હમે એક પછી એક ખૂબ શુદ્ધિપૂર્વક ટીકા ટીપ્પણી વાળાં, શબ્દાર્થ અને ભાવાર્થ સહિત સંપૂર્ણ સમજી શકાય તેવાં સૂત્રો પ્રગટ કરો તો સાધુ સમાજ અને શ્રાવક સમાજ ઉભયને તે ખૂબ ઉપયોગી થઇ પડે.

ડોકટર સાહેબ સુવિચારક, શાસ્ત્રપ્રેમી અને સુસંશોધક હતા. પૂજ્યશ્રીની આ પ્રેરણા લાભદાયક નીવડી. તે વખતથી

ત્હેમણે સૂત્ર સંશોધનનું અને પ્રકાશનનું કાર્ય હાથ પર લીધું. ત્હેમણે જે સૂત્રો પૂજ્યશ્રીની સહાય, અનુમતિ, પ્રેરણા અને સંશોધનપૂર્વક બહાર પાડ્યા તે નીચે મુજબ છે:–

(૧) શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર શબ્દાર્થ, મૂળ અને ભાવાર્થ તથા ટીપ્પણી સહિત.
(૨) દશ વૈકાલિક સૂત્ર „
(૩) વ્યવહાર સૂત્ર „
(૪) ઉપાસક દશાંગસૂત્ર „
(૫) બૃહદ્ કલ્પસૂત્ર „
(૬) „ મૂળ
(૭) દશવૈકાલિક „
(૮) ઉત્તરાધ્યયન „
(૯) ઠાણુંગસૂત્ર છાયાસહિત તથા છાયા વગરનું.
(૧૦) સામાયક પ્રતિક્રમણ સાર્થ, બધા સંપ્રદાયની વંદણાઓ, માન્યતાઓ અને વિવેચન સહિત.

સાહિત્ય શોખ

જૈનાગમો ઉપરાંત, સામાન્ય જનતાને ઉપયોગી એવું તાત્ત્વિક, જ્યોતિષ–સાહિત્ય વિકસાવવામાં પણ પૂજ્યશ્રીનો ફાળો ન્હાનો સૂનો નથી.

(૧) જ્ઞાન ભંડાર (૨) સિદ્ધાંત સાગર (૩) સિદ્ધાંત પ્રકરણ સંગ્રહ (૪) જૈનસ્તુતિ મોટી (૫) નરચંદ્ર જૈન જ્યોતિષ (૬) ઉપદેશ સાગર (૭) જૈન તત્ત્વ શોધક ગ્રંથ.

(૮) જૈન સજ્ઝાયમાળા ભા. ૪ થો. (૯) જૈન જ્ઞાન પ્રકાશ (૧૦) જૈન પાઠમાળા (૧૧) જૈન વાંચનમાળા (૧૨) ઉત્તરાધ્યયનસૂત્રની ૮૪ કથાઓ.

આ ઉપરાંત લક્ષ્મી દેવીનો નકશો, ભ઼ાંમ. મહાવીરનો નકશો, વગેરે સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રકારના વિકાસમાં ત્હેમણે આપેલી સેવાઓ કદીયે ભૂલાય તેમ નથી.

## શિક્ષણ સંસ્થાઓ પર પ્રેમ

સ્થા. જૈન બાળકોને ધાર્મિક શિક્ષણ મળે તે સંબંધીનો ત્હેમનો પ્રેમ શરૂઆતથીજ હતો એ આપણે વાંચી ગયા. અને જ્યારે તેઓ સાધક દશામાં પ્રવેશ્યા ત્યારે તો તે પ્રેમ કેવળ વાર્તાલાપમાંજ નહિ પરન્તુ તે સક્રિય રૂપ પામે એવી તેમની હૃદય ભાવના હતી; એટલે પોતાના ઉપદેશમાં તેઓ જૈનશાળા, કન્યાશાળા, શ્રાવિકાશાળા, વાંચનાલયાદિ સંસ્થાઓ જ્યાં ન હોય ત્યાં તે ઉભી કરવાનો ઉપદેશ આપતા; અને જે ક્ષેત્રમાં તે સંસ્થાઓ હોય તેને તન–મન–ધનનો ભોગ આપી વિકસાવવાનું સૂચન કરતા. તેઓ અવારનવાર જાતે તેવી શિક્ષણસંસ્થાઓનું નિરીક્ષણ કરતા; એટલું જ નહિ પણ જરૂરી સુધારાઓ કરવાનું તેઓ સંઘના આગેવાનોને–શાળાના સેક્રેટરીઓને–સંસ્થાના વ્યવસ્થાપકોને અને શાળાના શિક્ષક–શિક્ષિકાઓને સૂચન કરતા. શાળામાં બાળકોને ઉત્તેજન મળે તે માટે ન્હાની મોટી પ્રભાવનાઓ દ્વારા બાળકોને તે તરફ આકર્ષાવવાનાં કાર્યમાં પણ તેઓ સંઘને પ્રેરણા આપતા. આમ તેમનો શિક્ષણ સંસ્થાઓ પ્રત્યેનો પૂર્ણ પ્રેમ જણાઇ આવતો.

આ ઉપરાંત જ્યાં જ્યાં ધર્મ સ્થાનકો ન હોય ત્યાં ત્યાં તેવાં સ્થાનકો દ્વારા ધર્મક્રિયા–અનુષ્ઠાનો વગેરે માટેની સગવડ કરવાની નિર્દોષ ઉપદેશદ્વારા તેઓશ્રી પ્રેરણા આપતા. ખંભાતની શ્રાવિકાશાળા અને જૈનશાળાની સ્થાપના એ ત્હેમનાજ સીધા ઉપદેશનું પરિણામ છે. એ વખતે કેટલીક બહેનો વીણવા માટે દાળ લેવા ગામના વેપારીને ત્યાં જાય અને કંઈ કંઇ કટુ વચનો પણ સાંભળવા પડે. પોતાના સમાજની શ્રાવિકાઓની આ ખેદ-જનક સ્થિતિ પૂજ્યશ્રીથી સહન થઇ શકી નહિં. તરતજ તેમણે ઉપદેશ વડે શ્રાવિકશાળા ખોલાવી. તેમાં શીવણ માટે સંચાઓ પણ રાખવામાં આવ્યા તેનો લાભ જૈન ઉપરાંત બ્રાહ્મણ બ્હેનો પણ લેતી. સ્વાશ્રયી બનવાનાં આ શિક્ષણની પહેલ પણ પૂજ્યશ્રી દ્વારાજ થઈ હતી.

વસો ન્હાનું ક્ષેત્ર છે. વસ્તી જોઇએ તેવી સુખી નહિ. એટલે ત્યાં શ્રીમદ્ રાજચંદ્રના પંથમાં ઘણા સ્થાનકવાસીઓ ભળી ગયેલા; પરિણામે જે ઉપાશ્રયનું મકાન હતું તે પણ પ્રતિસ્પર્ધીઓના હાથમાં જવાની તૈયારી હતી. તે સ્વધર્મી આગેવાનોના કબજામાં રાખવાનું માન જો કોઈ પણનું હોય તો તે પૂજ્યશ્રી છગનલાલજી મહારાજનેજ ઘટે છે. અન્ય પંથમાં ગયેલા સાધમાર્ગી જૈનોને સ્થિર કરવાનું માન પણ તેઓશ્રીને જ ઘટે છે. ભાવસાર, પાટીદાર, રજપૂત, ક્ષત્રિય આદિ ઘણા જૈનેતરોને જૈનધર્મી બનાવવાનું માન પણ પ્રસ્તુત આપણા ચરિત્રનાયકને જ શિર આવે છે.

તેઓશ્રી સજ્જડપણે માનતા હતા કે વિહાર દરમ્યાન આવતાં ગામોમાં ૫-૧૦ દિવસ રહી, વ્યાખ્યાન દ્વારા ખાલી

વાહવાહ કહેવડાવવામાં જીવનની ઈતિસમાપ્તિ નથી. તેમાં ધર્મનો પ્રચાર કર્યો કહી શકાય નહિં, પરન્તુ તે માટે દરેક ગામમાં સક્રિય પ્રયત્ન દ્વારા જનતામાં ધર્મસિંચન કરવું જોઇએ. એથી જ તેઓશ્રી જ્યાં જ્યાં પધારે ત્યાં ત્યાં સૌથી પહેલાં જૈન–જૈનેતર જનતાને પોતાની અદ્ભુત વ્યાખ્યાન પદ્ધતિનો રંગ લગાડે, તે પછી શાંતિપૂર્વક ભ૦ મહાવીરના કાર્યોની પ્રશંસા કરી તેમને પગલે ચાલવાનો ઉપદેશ કરે; તે પછી તેઓ સમજાવે કે જો પ્રત્યેક ગામમાં શ્રાવક–શ્રાવિકાઓને ધર્મકરણી કરવા માટે જૈનસ્થાનક હોય તોજ શ્રાવક શ્રાવિકાઓ ધર્મકરણીનો લાભ લઈ શકે; એટલુંજ નહિ પણ સાધુ સાધ્વીઓ પણ શેષકાળ કે ચાતુર્માસાર્થે પધારી શકે, અને તેથી પડેલાં ધર્મનાં સંસ્કારો હમેશાં નવપલ્લવિત રહી શકે. ‘ જે માણસ ધર્મનું રક્ષણ કરે છે તેનું રક્ષણ ધર્મ કરે છે’ એમ સમજી ધર્મનાં રક્ષણાર્થે પૂરતો ભોગ આપવામાં પાછું પડવું ન જોઇએ. સાધનસંપન્ન સૌ કોઇએ પોતાની લક્ષ્મીનો સ્વપર હિતાર્થે સદુપયોગ થાય એવું હરહંમેશ ચિંતવવું જોઈએ. જૈન સ્થાનક રૂપ સાધનદ્વારા જનતાને ધર્મકરણી ઇત્યાદિનો જે લાભ થાય છે તેનું પુણ્ય તેમાં નિમિત્તભૂત બનનાર સૌ કોઇને મળેજ છે. ધારો કે તમારી પાસે પુષ્કળ સંપત્તિ છે; પણ તમે, તમારૂં કુટુંબ, કે તમારૂં ગામ ધર્મસંસ્કાર રહિત હોય તો તમારી તે અપાર સંપત્તિ શા કામની ? એક વખત એવો અવશ્ય આવી પૂગશે કે તમારે તમારાં ધન, માલ, સ્ત્રી, પુત્ર ઈત્યાદિ બધુંયે છોડીને ચાલ્યા જવું પડશે. તે વખતે તમારો ધર્મસંસ્કાર વગરનો આત્મા–જીવનમાં સંતોષ મેળવ્યા વગરનો આત્મા કેટલું રૂદન કરશે ? કેટલું આર્તરૌદ્ર ધ્યાન ધરશે ? અને પછી તેની શી ગતિ થશે ? તે વિચારો.

પરન્તુ હું કહું છું કે જેણે જીવનમાં નિજ સંપત્તિનો સદુપયોગ કર્યો હશે; સમાજનાં બાળકોને ધર્મજ્ઞાન–વિદ્યાભ્યાસ મળે તેવી યોજનાઓમાં–સંસ્થાઓમાં સહાય પહોંચાડી હશે, ગામના જૈન–જૈનેતરો માટે ધર્મક્રિયાદિ કરવાનાં સાધનો ઉભાં કર્યાં હશે, ગરીબ જનતાની આંતરડી ઠારી હશે એવા મનુષ્યને શું મૃત્યુનો ભય લાગી શકશે ? તે માણસ મૃત્યુના બિછાનામાં છેલ્લા શ્વાસ લેતો લેતો હાય વોય કરશે જ નહિ; કેમકે તેણે પોતાની સંપત્તિનો સદુપયોગ કર્યો છે. તેણે જીવન કેમ જીવી જાણવું તેનું જ્ઞાન મેળવી લીધું છે. તે રસમય જીવન જીવી શક્યો છે.

આ રીતે પૂજ્યશ્રીના બોધની અદ્ભુત અસર થતી. શાંત, કાર્યદક્ષ અને ઠરેલ પૂજ્ય મહારાજશ્રીની ઇચ્છાશક્તિને સૌ કોઈ અનુરૂપ થઇ જતા, અને તેથી જ તેઓ સમાજમાં જે કાંઈ કાર્ય કરવાનું ઈચ્છતા તે સહજ પ્રયત્ને જલ્દી પાર પડતું.

ખંભાતનાં વિહાર ક્ષેત્રમાં આવતાં 'નાર' નામના ગામમાં સ્થાનક થયાનો પ્રતાપ તેઓનો જ છે. આ સિવાય અન્ય ઘણા ગામોમાં તેમણે ધર્મસંસ્કારો રોપ્યાં હતાં અને ઘણાં નવાં ક્ષેત્રો તૈયાર પણ થયા હોત; પરન્તુ શરીરશક્તિ ઘટવાને કારણે, મર્યાદિત સાધુ સાધ્વીની સંખ્યાને કારણે અને સુધારેલાં ક્ષેત્રોને દૃઢ બનાવવાને કારણે તેઓશ્રી વિશેષ પ્રમાણમાં વિહરી શક્યા નહિ. પરિણામે તેઓએ ઇચ્છેલાં વિશેષ ગામોમાં નવાં સ્થાનકો બની શક્યા નહિ.

મેળાવડાઓ

કોઈ પણ જૈનોનો જાહેર તહેવાર આવે અને સભા કરવાનું સમાજ તરફથી વિચારાય તે વખતે તેને પૂરેપૂરો

સહકાર આપવાનું—પ્રેરણા આપવાનું કાર્ય બહુધા પૂજ્ય-શ્રીનુંજ હોય. લગભગ દશેક વર્ષ પહેલાં પૂજ્યશ્રીનું ચાતુર્માસ અમદાવાદમાં હતું. મહાવીર જયંતીનો શુભ દિવસ નજીક આવતો હતો. ત્હેમણે વિચાર્યું કે અમદાવાદના સઘળા સ્થા. જૈનો મહાવીર જયંતીના મેળાવડામાં કેમ ભાગ ન લ્યે ! એમ ધારી તેઓએ તો વ્યાખ્યાન અને વાર્તાલાપ દ્વારા જૈન સમાજમાં ખૂબ ખૂબ પ્રચાર કરવા માંડયો. પરિણામ એ આવ્યું કે—મહાવીર જયંતીનો તે મેળાવડો ઘણો જ ભવ્ય થયો. લક્ષાધિપતિ સઘળા આગેવાનો અને જૈન સમાજની મોટી સંખ્યાની હાજરી તે દિવસે થઈ. આવો મેળાવડો ત્યારપછી અદ્યાપિ પર્યંત જોવામાં આવ્યો નથી.

સ્થા. જૈનધર્મના એક એક અનુયાયી પ્રત્યે ત્હેમને માન હતું. ઉપરના મેળાવડામાં તેમણે સમાજને ઉપાલંભ આપ્યો હતો કે—ત્હમે કદી અમદાવાદમાં તમારા બન્ધુઓ કેટલી સંખ્યામાં—કેવી સ્થિતિમાં વસે છે તેનો અભ્યાસ કર્યો છે ? જે માણસ—જે આગેવાન—જે ધર્મધોરી શ્રાવક માત્ર પોતાનાજ મોજશોખની ચિંતા કરી પોતાના સાધર્મી ભાઇઓની અવગણના કરે છે અથવા તેમની સ્થિતિથી વાકેફગાર થવાની દરકાર કરતા નથી, તેમનું શ્રીમંતપણું, ધર્મધોરીપણું, આગેવાનપણું લજવાય છે. એમ સમજો.

મ્હને (આ લેખકને) યાદ છે કે આ શબ્દોની વિજળીક અસર થઇ. તેજ વખતે વ્યાખ્યાન બાદ આગેવાનોની સભા ભરાઈ. અમદાવાદ શહેરમાં વસ્તા સઘળા સ્થાનકવાસી જૈનોનું વસ્તીપત્રક કરવાનો ઠરાવ કર્યો. કોઇએ ૧૦, કોઇએ

૫ એમ પ્રારંભિક વસ્તીપત્રકના કાર્ય માટેના ખર્ચ બદલ આશરે રૂા. ૧૦૦–૧૫૦નું ફંડ થઈ ગયું.

કહેતા આનંદ થાય છે કે આજ લેખકના હાથે વસ્તી-પત્રકનું તે કાર્ય ૩–૪ મહિનાને અંતે પૂરૂં થયું. તે વખતે રેકર્ડ પર લગભગ ૧૧૦૦ સ્થા. જૈનોનાં ઘરો અને સ્ત્રીપુરુષ બાળક વગેરે મળીને ૪૦૦૦ જેટલી જન સંખ્યાની ગણત્રી થઈ હતી.×

લ્હાણી પ્રભાવનાઓ

પતાસા અને લાડવા, તાંબા પિત્તળના વાસણો અને સાકર વગેરે પ્રભાવનાઓ પર પૂજ્યશ્રીનું મન નહોતું ચોટતું. જ્ઞાન લ્હાણને તેઓ સર્વોત્તમ માનતા. તેથી જ તેઓ આ લ્હાણીપ્રથા બદલાવવામાં પણ કેટલેક અંશે નિમિત્તભૂત હતા. તપશ્ચર્યાની પચરંગીવાળાઓને ચાંદીની માળા અપાવવામાં, મૂલ્યવાન ઉનના પાથરણાની પ્રભાવના કરાવવામાં, અમૂલ્ય સાહિત્ય વહેંચાવવામાં અને ડો૦ જીવરાજભાઈવાળાં સૂત્રો સામાન્ય જનસમૂહ પણ લાભ લઈ શકે તેથી દરેક દિવાળી પછી જ્ઞાનપંચમીના રોજથી એક માસ સુધીમાં અર્ધ મૂલ્યે ખરીદી શકે તેવી સગવડ કરાવી આપવામાં તેનો ફાળો ઘણો હતો.

આમ જૈન સમાજનાં પ્રત્યેક ધાર્મિક કાર્યમાં તેઓ જરૂરી સુધારા સૂચવવાનું ચૂકતા નહિ, સૂચવવાનું જ માત્ર નહિ, કિંતુ પોતાના ઉપદેશવડે, શ્રમ વડે, તે કાર્યને અમલી સ્વરૂપ આપવામાં પણ અગ્રભાગ લેતા હતા.

---

× આજે અંદાજ સ્થાનકવાસી જૈનોના ૧૪૦૦ ઘર અને ૫૦૦૦ની જનસંખ્યા અમદાવાદમાં હોવાનું મનાય છે.

## મહાવીર જયંતીનો છેલ્લો મેળાવડો

આ પ્રસંગે આને લગતો એક કિસ્સો પણ અમે લખ્યા વગર રહી શકતા નથી. અમદાવાદમાં ચારેક વર્ષથી કામ કરતા યુવક સંઘ પ્રત્યે તેમને સારો આદર હતો. યુવક સંઘના જે જે સભ્યો તેમનાં દર્શને જાય તેમને તેઓ એમજ કહેતા કે કોઈપણ કામ હાથ પર લ્યો તેને બહુજ ફતેહમંદીથી પાર પાડો. સભ્યો કહેતા કે સાહેબ, સમાજનો જોઇએ તેવો ઉત્સાહ નથી. પ્રત્યુત્તરમાં પૂજ્યશ્રી કહેતા કે સમાજમાં નવચેતન લાવવાનું કામ તમારૂં છે. કાર્યકર્તાઓનું છે. એ અરસામાં મહાવીર જયંતી નજીક આવતી હતી. એટલે સભ્યોને તેઓશ્રીએ કહ્યું કે: મારી શારીરિક સ્થિતિ ત્હમે જુઓ છો તેમ છેકજ કૃશ બની ગઇ છે. મારી અંતિમ ઈચ્છા એવી છે કે આ વખતે છીપાપોળ કે સારંગપુર, પ્રેમાભાઇ હોલમાં કે હંસરાજ પ્રાગજી હોલમાં જયંતી ઉજવવા કરતાં ત્હમે અહિંજ ઉજવો. પૂજ્યશ્રીની ભાવભીની સૂચના યુવકસંઘે વધાવી લીધી. સાથે સાથે ત્હેમણે સૂચન પણ કર્યું કે એક મોટું સરઘસ કાઢો. ભ૦ મહાવીરના જયધ્વનિ સાથે બજાર, જાહેર રસ્તા પર સરઘસને લઇ ઉપાશ્રયે આવો. યુવક સંઘે આ કબુલ કર્યું.

અને પછી બધાના આનંદ વચ્ચે અને પૂજ્યશ્રીની પ્રેરણાથી આ સરઘસ એટલું વિશાળ અને ભવ્ય નીકળ્યું કે જૈન સમાજના અત્યાર સુધીના ઇતિહાસમાં આવું એકે સરઘસ અદ્યાપિ નીકળ્યું નથી; એટલું જ નહિ પણ સરઘસની આ પહેલ પણ પહેલ વહેલી જ હતી. આગળ બોર્ડિંગનો એક બ્યુગલધારી વિદ્યાર્થી, તે પછી બોર્ડિંગના છાત્રો, તે પછી છીપા-

પોળ, સારંગપુરની જૈનશાળાના બાળકો—જેમના હાથમાં રંગીન રાષ્ટ્રધ્વજ, તે પછી સંઘના સજ્જનો, તે પછી બંને કન્યાશાળાની બાલિકાઓ અને તે પછી શ્રાવિકાઓનો સમૂહ છીપાપોળથી સરઘસરૂપે શરૂ થઈ, ઝવેરીવાડ, રતનપોળ, ગાંધીરોડ, ખાડીયામાં થઇ, સારંગપુર દોલતખાનામાં ઉતરેલો જ્યાં જૈન જૈનેતરોનાં વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનોથી આ મેળાવડો દીપી ઉઠેલો.

નવીન સાહસ, નવું બળ, નવી જાગૃતિ, નવું વિધાન, નવિન દોરવણી એ બધું જો અતિશયોક્તિ વગર કહીએ તો પૂજ્યશ્રીના હૃદયમાં વસેલું હતું.

ચાતુર્માસો.

પૂજ્યશ્રીએ કરેલાં ચાતુર્માસોમાં થયેલ ઉપકારની ગામવાર વિગતમાં આપણે ઉતરીયે તો એક મોટો ગ્રંથ બની જાય; પરન્તુ અત્યારે એટલો સમય પણ નથી તેમ કેટલીક વિસ્તૃત બાબતો અતિશયોક્તિરૂપે પણ ગણાય. તેથી અતિશયોક્તિના એ દોષને દૂર કરી આપણે, ત્હેમણે કરેલા ચાતુર્માસોની યાદી જાણી લઇએ અને જ્યાં માત્ર ખાસ જાણવા યોગ્ય કાર્ય થયું હોય ત્હેની નોંધ લઇએ. એમ તો પ્રત્યેક ચાતુર્માસમાં તપશ્ચર્યા અને પ્રભાવનાની ઝડી લાગી રહેલી જ હોય, પ્રત્યેક ચાતુર્માસમાં સંપ્રદાયના શ્રાવકોએ યાત્રાર્થે આવી લ્હાણી, પ્રભાવના, સ્વામી વત્સલ આદિ કર્યાં જ હોય. એ બધી બાબતોને આપણે મૂકી દઈએ છીએ.

તેઓએ દીક્ષા લઈને પહેલું ચાતુર્માસ સંવત ૧૯૪૪માં સૂરત મુકામે કર્યું.

તે પછી સંવત ૧૯૪૫ માં ખંભાત.

૪૬ વટામણુ ૪૭ અમદાવાદ ૪૮ ખંભાત ૪૯ ખંભાત ૫૦ અમદાવાદ ૫૧ ખંભાત ( કે સાણુંદ ) ૫૨ મુંબાઇ, ૫૩ સાણુંદ ૫૪ અમદાવાદ ૫૫ ખંભાત. ૫૬ ખેડા ૫૭ સૂરત ( ગોપીપુરા ) ૫૮ સૂરત ( હરિપૂરા ) ૫૯ ખંભાત ૬૦ અમદાવાદ ૬૧ સાણુંદ ૬૨ ખંભાત ૬૩ સૂરત ૬૪ મુંબાઇ ૬૫ સૂરત ૬૬ અમદાવાદ ૬૭ ખંભાત ૬૮ સૂરત ૬૯ કઠોર ૭૦ અમદાવાદ ૭૧ ખંભાત ૭૨ ખંભાત (નરમ તબિયતને) કારણે) ૭૩ સાણુંદ ૭૪ મુંબાઇ ૭૫ મુંબાઇ.

સંવત ૧૯૭૫ ના ચાતુર્માસમાં ઘણો સારો ઉપકાર થયો એમ કહી શકાય. તે વખતે મુંબઈમાં આજનું કાંદાવાડી ધર્મ-સ્થાનક ન હતું; પરન્તુ ગુર્જર કચ્છી દશાશ્રીમાળી વાડીમાં મહા-રાજશ્રી ચાતુર્માસ રહ્યા હતા. આ વખતે પૂજ્યશ્રીના એક શિષ્ય શ્રી આત્મારામજી મહારાજે કાળ કર્યો. તે વખતે મુંબાઇસંઘમાં ભારે ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. લોટીઓ, દીવડીઓ, વસ્ત્ર વગેરેની હરરાજી બોલાતાં રૂ. ૨૨૦૦૦) ઉપજ્યા હતા. તે રૂપીયા અનાથાશ્રમ, જીવદયામાં વાપરતાં, બાકી વધ્યા તે જૈનશાળા વગેરેમાં વાપરવાનું નક્કી થયું હતું.

આ વખતે પૂજ્યશ્રીએ બરોબર સમય જોઈ વ્યાખ્યાન આપ્યું કે, ત્હમે હજારો રૂપીયાનો વેપાર કરો છો, તમારા મોજશોખ પાછળ સેંકડો રૂપીયા ખર્ચી શકો છો, તો પછી ત્હમારી મુંબાઈ નગરીમાં સાધુ સાધ્વીને જતાં આવતાં ઉતરવા માટે સ્થાનક ન મળે, તેમ સ્વધર્મી શ્રાવકોને ધર્મક્રિયા કરવા માટે

સંઘને પોતાનું મકાન પણ ન હોય એ કેટલું ખેદજનક કહેવાય! અરે! તમારા માટે લજ્જાસ્પદ કહેવાય. અહિં બેઠેલા ક્રોડપતિ અને લક્ષાધિપતિ શેઠીયાઓને પણ મારે કહેવું જોઇએ કે ત્હમારી લક્ષ્મી ભવ્ય જીવોના કામમાં નહિ આવે તોપછી તે કોના કામમાં આવશે! એક દિવસ એવો જરૂર આવશે કે તમારે તમારી સંપત્તિ છોડીને, અવશ્ય ચાલ્યા જવું પડશે. એ વખતે તમારી સાથે કોણ આવશે? માત્ર પુણ્ય અને પાપ. માટે પુણ્ય-રૂપી ભાથું ભરી જીવનનું શ્રેય બની શકે તો કરી લ્યો; નહિ તો પછી મોહજન્ય દશાનું મહા પાપ વહોરી તે ભોગવવા માટે તૈયાર રહો. પાપ ભોગવવું ન ગમતું હોય તો પછી પુણ્ય ઉપાર્જન કરવામાં શા માટે વિલંબ કરવો જોઇએ? લક્ષ્મીનો સદુ-પયોગ કરવાનું આનાથી વધારે પવિત્ર બીજું કયું કાર્ય છે તે વિચારો. સીકંદર બાદશાહને પણ ખાલી હાથે જવું પડયું! તેની અખૂટ લક્ષ્મી અહિં ને અહિં જ પડી રહી! મૃત્યુના બિછા-નામાં તેને સદ્બુદ્ધિ સૂઝી, તેનું પાપ પોકારી ઉઠયું: કરેલી સંખ્યાબંધ હત્યાઓથી સીકંદર ધ્રૂજી ઉઠયો. અંતિમ સમયે તેણે પોતાના મંત્રીઓને પોતાની પથારી પાસે બોલાવ્યા અને કહ્યું કેઃ-મારા મૃત્યુ વખતે મારા લાખો સૈનિકોને મારી નનામીની આગળ પાછળ રાખી એવી ઘોષણા કરાવજો કે લાખોનો પ્રાણ લેનાર સીકંદર-અનેક દેશો પર વિજય મેળવનાર અભિમાની સિકંદર, પોતાની અબજોની મિલ્કત આપી દેતાં છતાં, પણ મૃત્યુના મ્હોંમાંથી ન બચ્યો. માટે સૌ કોઇ એવાં દુષ્કર્મો કરતા અટકજો અને સત્કર્મ કરી હસતાં હસતાં મૃત્યુને ભેટજો. 'હાથે તે સાથે' એ સૂત્રને બરાબર સમજજો. 'એક હાથે દે અને બીજા હાથે લે' એ વાકયનું રહસ્ય સમજજો.

આ ઉપદેશ શેઠીયાઓને શરમાવનારો થઇ પડયો, પરન્તુ તે વખતના શેઠીયાઓ શરમના માર્યા નીચું જોવે તેવા ન હતા. તરતજ દાનવીર શેઠ મેઘજીભાઇ થોભણ, શેઠ લખમશીભાઇ નપ્પુ, શેઠ તુલસીદાસ મોનજી વગેરેએ રૂપીયા **પાંચ પાંચ** હજાર × સ્થાનક ફાળામાં આપવાની જાહેરાત કરી. તે પછી અન્ય સાધનસંપન્ન ભાઈઓ પણ ફાળો નોંધાવવામાં એવા તો ઉત્સાહી બન્યા કે તે ફંડ વધીને આશરે ૧ાા લાખ જેટલું થઈ ગયું.

આમ મુંબઈનાં સ્થાનકનું પહેલું માન આપણા ચરિત્ર-નાયક પૂજ્યશ્રી છગનલાલજી મહારાજને જ ફાળે જાય છે એમ કહેવામાં હરકત નથી.

વાણીયાઓ વિષે કહેવાય છે કે આરંભે શૂરા અને કાર્યે ઢીલા. આવુંજ કંઈક આ વખતે બનેલું. અદ્યાપિ રકમની જાહેરાત કરવા છતાં મોટા શેઠીયાઓએ રકમ આપેલી નહિ, તેથી પાછળનાઓ પણ તેઓનો વાદ લેવા લાગ્યા.

પૂજ્યશ્રીએ વિચાર્યું કે હવે શું કરવું? જો વાત હાથથી જશે તો આવેલો સૂવર્ણ અવસર પણ ચાલ્યો જશે અને પછી ભવિષ્યમાં સ્થાનક કયારે થશે તે કાંઈ કહી શકાય નહિ—કલ્પી શકાય નહિ. એટલે ત્હેમણે પોતાની તીખી અને દૃષ્ટાંતરૂપી વાણી-માં કહ્યું કે—વાણીયા વાણીયા ફેરવી તોળ, એવું જૈન ધર્માનુયાયીને કદી છાજે નહિ. રાજા હરિશ્ચંદ્રે એકવચનને ખાતર પોતાનું આખું

× આથી વધારે રકમ પણ હોય, પણ ઓછી ન્હોતી એમ જણાયું છે.

રાજ્ય છોડયું. સ્રીને ગીરવી મૂકી અને પોતાનું કરજ ફિટાડવા, બોલેલું વચન પાળવા ત્હેને ચંડાળને ત્યાં નોકરી કરવી પડી. તો શું આવી સ્થિતિ તો સમાજ નાયકોની–સમાજ સેવકોની તો નથી બનીને ? જે કાર્ય માટે રૂપીયા આપવા બંધાયા તે કાર્યના રૂપીયા વિના વિલંબે જે આપી દે તેજ સુજ્ઞ અને ડાહ્યો માણસ છે. ભ૦ મહાવીરના શાસનમાં તે જ પ્રશંસનીય અને શાણો શ્રાવક છે. તેણે લોકની ગમે તેવી નિંદાને તાબે થઇ પોતાનું વચન જતું ન કરવું જોઇએ.

પૂજ્યશ્રીના આ બોધથી સરળપણે એક આગેવાને રૂપીયા આપી દેવાની શરૂઆત કરી એટલે તે પછવાડે બધાયે માણસોએ બીજે દિવસે ફેટોફેટ સ્થાનક ફંડમાં નોંધાવેલા રૂપીયા શ્રી સંઘને ચરણે મૂકી દીધા અને મામલો બગડતાં અટકી ગયો; એટલું જ નહિ પણ તે બહુ જ ઉત્સાહપૂર્વક પાર પડયો.

વાચક, હવે આપણે ચાતુર્માસ યાદિ આગળ ચલાવીયે.

૭૬ અમદાવાદ, ૭૭ ખેડા, ૭૮ કઠોર, ૭૯ વસો, ૮૦ અમદાવાદ, ૮૧ મુંબાઈ ૮૨ ખંભાત, ૮૩ વસો, ૮૪ અમદાવાદ. ૮૫ કઠોર, ૮૬ ખંભાત, ૮૭ વસો ૮૮ અમદાવાદ, ૮૯ ખંભાત, ૯૦ સૂરત, ૯૧ વસો, ૯૨ અમદાવાદ ૯૩ ખંભાત ૯૪ અમદાવાદ.

**અજમેર સંમેલનમાં :**

સં. ૧૯૮૭ની સાલમાં અજમેરમાં બૃહદ્ સાધુ સંમેલન ભરાયું. તેમાં સદ્‌ગત પૂજ્યશ્રીને પ્રતિનિધિ તરીકે પધારવાનું

આમંત્રણ મળ્યું. પૂજ્યશ્રી જો કે વૃદ્ધાવસ્થામાં પ્રવેશ્યા હતા; છતાં તેઓ પોતાના આંતરિક પ્રેમને કારણે એ આમંત્રણનો અસ્વીકાર કરી શકયા નહિ. દેશમાં ચારે કોર સાધુ વર્ગમાં શું કે શ્રાવકવર્ગમાં શું, જાગૃતિનો ભારે જુવાળ આવી રહ્યો હતો. હજારો શ્રાવક શ્રાવિકાઓ એ મેળામાં જવા તલપાપડ બની રહ્યા હતા. હજારો હળુકર્મી જીવો અનેક પંજાબી, મારવાડી, મેવાડી, ગુજરાતી, કચ્છી, કાઠીયાવાડી, મુનિપુંગવોના દર્શનનો મહામૂલો લાભ લેવા માંગતા હતા. આપણા ચરિત્રનાયક પણ તે માટે તૈયાર થઈ ગયા અને પોતાની સાથે મુનિશ્રી રત્નચંદ્રજી મ., શ્રી ગુલાબચંદજી મ., શ્રી બેચરલાલજી મ., શ્રી ખોડાજી મ. વગેરેને લઇને, અતિ લાંબા વિહારને પંથે પડયા. સંમેલન પૂરૂં થયું. અનેક આચાર્યોના સહવાસનો, વાર્તાલાપનો, લવજીઋષિની ગાદીના વારસ પૂજ્યશ્રી અમોલખઋષિજી મ. ના સુપરિચયનો લાભ લઇ લવજીઋષિની શાખાઓની ઘણી માહીતિઓ મેળવી સંમેલન પૂરૂં થયે તેઓ ગુજરાતમાં આવી ગયા.

આ વખતે ખંભાતના લગભગ ૧૦૦–૧૫૦ માણસો અજમેરમાં આવ્યા હતા અને સ્વતંત્ર રસોડું કરીને રહ્યા હતા.

<u>વિહાર ક્ષેત્રો</u>

જો કે ત્હેમણે પોતાના જીવનનો મોટો ભાગ પોતાના મર્યાદિત ક્ષેત્રમાં જ વીતાવ્યો હતો. તેનાં કારણોમાં સાધુઓની ૮–૧૦ અને સાધ્વીજીઓની ૧૦–૧૫ જેટલી ન્હાની સંખ્યા હોઇ સાચવી રાખેલાં ક્ષેત્રો પણ કુસંપાદિ કારણે અને અન્ય

કારણે ચાલ્યા જાય અને લવજીઋષિની પવિત્ર ગાદી જોખમમાં આવી પડે, તેમજ સંપ્રદાય વ્યવસ્થાનો પોતાના માથે ભાર, એ કારણે બહુધા તેઓ બીજા દૂર દૂરના ક્ષેત્રમાં ચાતુર્માસ કરવાનો અને એ રીતે બીજા ક્ષેત્રોની જનતાને પોતાનાં જ્ઞાન, વિદ્વત્તા, કાર્યકુશળતાનો લાભ આપી શક્યા નહિ; તોપણ તેઓ અન્ય ક્ષેત્રોમાં શેષકાળ જવા માટે રહી શક્યા નથી. કાઠીયાવાડમાં જામનગર, રાજકોટ, જુનાગઢ, ધોરાજી, જેતપુર, વઢવાણ, લીંબડી, મોરબી વગેરે સ્થળે તેઓએ ક્ષેત્રસ્પર્શના કરી હતી. તેમજ પાલણપુર, અજમેર અને મારવાડ તરફ તેમણે પોતાના પવિત્ર પગલાંઓ માંડ્યા હતા.

## આશય તો શાસ્ત્રજ્ઞાન પ્રાપ્તિનો જ હતો.

પોતાના કાઠીયાવાડ અને ઇતર પ્રદેશના વિહારમાં તેઓશ્રીનો તો એકજ માત્ર ઉદ્દેશ હતો અને તે એ કે, નવા નવા પ્રાંતોમાં ધર્મના સંસ્કારો કેવા કેવા વિકસેલા છે, સાધુ-સાધ્વી વર્ગનો ધર્મપ્રચાર કેવો છે, તેમજ પોતે પોતાના પ્રતિભાશાળી વ્યાખ્યાનદ્વારા જનતાને કેવી રંજન કરી શકે છે અને પોતાનો સંપ્રદાય કેવો સુંદર છે, એ બતાવવાના હેતુથી નહિં પરન્તુ પોતાનો હેતુ તો કાઠીયાવાડના વિદ્વાન સાધુઓનો પરિચય મેળવી તેમની દ્વારા જ્ઞાનપ્રાપ્તિ કરવાનો જ હતો. અને શાસ્ત્રનું એવું ગુઢ અને ગંભીરજ્ઞાન આપનાર 'વિરલ સંત' પણ પૂજ્યશ્રીને મળી ગયા અને તેઓ, એ કે–ગોંડલ સંપ્રદાયના પૂજ્યશ્રી જસાજી મહારાજ. તેઓશ્રીનાં સૂત્રજ્ઞાનથી કાઠીયાવાડની અને ઈતર પ્રદેશની

જનતા સુપરિચિત છે. આવો મહાન જ્ઞાનપ્રાપ્તિનો લાભ મળ-વાથી આપણા ચરિત્રનાયક, પૂજ્યશ્રી જસાજી સ્વામીના સહ-વાસમાં ઘણો વખત રહ્યા. પૂજ્યશ્રીએ રાજકોટ અને જામન-ગરમાં તેઓશ્રીની સાથે રહી શાસ્ત્રનાં ઘણાં ગૂઢ પ્રશ્નોનું જ્ઞાન મેળવી લીધું.

એકવાર કેટલાક શ્રાવકોએ પૂજ્યશ્રી જસાજી મહારાજને કોઇ અટપટો પ્રશ્ન પૂછયો. સમયને ઓળખી શ્રી જસાજી સ્વામીએ એવો જવાબ આપ્યો કે–આનો ઉત્તર શાસ્ત્રનાં પાનામાં આપ્યો છે માટે જોઇ લેજો. શ્રાવકો વિચારવશ બની ઘેર ગયા. બીજે દિવસે તે શ્રાવકોએ તેજ પ્રશ્ન એકાંતમાં આપણા ચરિત્રનાયકને પૂછયો. પૂ. શ્રી છગનલાલજી મ. પણ આ આગમનિષ્ણાત શ્રાવકના પ્રશ્નનો ઉત્તર આપી શક્યા નહિ. પૂજ્યશ્રીને આ પ્રશ્નનો જવાબ પૂ. જસાજી મહારાજ પાસેથી મેળવી લેવાની તાલાવેલી થઇ. ત્રીજે દિવસે પ્રતિક્રમણ થઈ રહ્યા બાદ મોડી રાત્રે આપણા ચરિત્રનાયકે આ પ્રશ્નનો ખુલાસો પૂછયો. શાસ્ત્રપારગામી, વયોવૃદ્ધ અને ગંભીર મુખ-મુદ્રાવાળા શ્રી જસાજી સ્વામીએ કહ્યું:–આ પ્રશ્ન ત્હમારા હૃદયમાંથી ઉદ્‌ભવેલો નથી, પણ બીજાનો ઉછીતો લીધેલો છે. પૂ. શ્રી છગનલાલજી મહારાજે કહ્યું: જી. મહારાજ, પણ મ્હને તે જાણવાની ખૂબ ઉત્કંઠા છે. શ્રી જસાજી સ્વામીએ જેવો શ્રાવકોને ઉત્તર આપેલો તેવોજ ઉત્તર શ્રી છગનલાલજી મ.ને પણ આપ્યો કે–શાસ્ત્રનાં પાનાંમાં છે તે જોઇ લેજો.

આમ આ અટપટા પ્રશ્નનો ઉત્તર ન મળ્યો તે ન જ મળ્યો. શેષકાળ પૂરો થઈ રહેવા આવ્યો હતો તેમ જ

પૂજ્યશ્રીને દેશમાં આવી જવાની જરૂરત ઉભી થઇ હતી તેથી તેમણે વિહાર કરવાની પૂ. જસાજી સ્વામીની આજ્ઞા માગી. પૂજ્ય જસાજી સ્વામીએ અનુમતિ આપી. બીજે દિવસે આપણા ચરિત્રનાયક આદિ મુનિઓએ વિહાર માટે તૈયાર થઇ ભેટો બાંધી. શ્રાવક શ્રાવિકા વર્ગ ઉપાશ્રયમાં વહેલી સવારે હાજર થઇ ગયો. પૂ. શ્રી જસાજી સ્વામીએ મંગલિક પણ સંભળાવી. અને પછી ? પછી તો જેવા જ પૂ. શ્રી છગનલાલજી મહારાજ ચાલવાનું પગલું માંડે છે કે તરત જ પૂ. શ્રી જસાજી સ્વામી બોલ્યા : ઉભા રહો, આજે જવાનું નથી, બાંધેલી ભેટો છોડી નાખો.

આ સાંભળી પૂજ્યશ્રી આશ્ચર્યચકિત બની ગયા. અને શ્રાવકો તો હુંઆ કુંઆ થઇ ગયા કે જસાજી સ્વામીએ આ શું કર્યું ! રજા આપતા પણ વાર નહિ અને રોકી રાખતા પણ વાર નહિ ! પરન્તુ શ્રાવકો અને પૂજ્યશ્રી સુદ્ધાં પણ આ રહસ્યનો ભેદ ઉકેલી શકયા નહિં. પૂજ્યશ્રીએ જસાજી સ્વામીની આજ્ઞાથી ભેટો છોડી નાખીને સ્થિરતા કરી.

બપોરનો સમય હતો. વયોવૃદ્ધ જસાજી સ્વામી અને આપણા ચરિત્રનાયક વાર્તાલાપ કરતા બેઠા હતા. તેવામાં જસાજી સ્વામી બોલ્યા :-છગનલાલજી, જુઓ તો, અહિંયા કોઇ મારા સંપ્રદાયના સાધુ છે ? પૂ. શ્રી. છગનલાલજી મ. બોલ્યા : ના. મહારાજ. અહિંયા કોઇ નથી. તેઓ તો સામેની પરશાળમાં શાસ્ત્રાધ્યયન કરે છે. આ સાંભળી જસાજી સ્વામીએ કહ્યું : જુઓ સાંભળો, ત્હમે તે દહાડે કરેલા પ્રશ્નનો હું ઉત્તર આપું છું : એમ કહી તેમણે પેલા અટપટા પ્રશ્નનો

ગંભીર અર્થ આશય સહિત બરોબર સમજાવ્યો. પૂજ્યશ્રીના આનંદનો પાર ન રહ્યો. તેઓ સમજ્યા કે કાઠીયાવાડના મારા વિહાર દરમ્યાન મ્હને શાસ્ત્રજ્ઞાનનો ઘણો લાભ મળ્યો છે એમ સમજી તેમણે પૂ. જશાજી સ્વામીનો આભાર માન્યો. પૂ. જસાજી સ્વામીએ પછી બીજી સવારે વિહાર કરવાનો આપણા પૂજ્યશ્રીને આદેશ આપી દીધો.

## શિષ્ય વર્ગ

તેમના પહેલા શિષ્ય પૂ. મહારાજશ્રી રત્નચંદ્રજી મહારાજ છે, કે જેઓએ સં. ૧૯૫૬ ના મહા શુદ ૫ના રોજ ખંભાત મુકામે પૂજ્ય મહારાજશ્રી પાસે દીક્ષા અંગીકાર કરી હતી. પૂજ્યશ્રીની આજ્ઞાથી તેઓએ માત્ર ૨–૪ ચાતુર્માસ અન્ય સ્થળે કર્યા હશે બાકીના બધા ચાતુર્માસો તેઓએ પૂજ્યશ્રીની સાથે જ રહીને કર્યા હતા. તેઓ વિનયવંત, ભક્તિવંત અને શાંત સ્વભાવી છે. સારા વ્યાખ્યાનકાર પણ છે. પૂજ્યશ્રીના દરેક કાર્યમાં તેઓ સલાહકાર હતા એટલું જ નહિં પણ પૂજ્યશ્રીનો પડતો બોલ ઝીલી લેવામાં હમેશાં તેઓ ઉત્સુક જ રહ્યા છે. હવે સદ્‌ગતનું જ્યારે દેહાવસાન થયું છે ત્યારે પૂજ્ય પદવીનો ભાર સ્વાભાવિક નિયમાનુસાર તેઓના માથે જ આવી પડયો છે. પોતાનો શાંત સ્વભાવ, દીર્ઘદર્શીતા, ચારિત્રનું સુંદર પાલન, ઠરેલ પ્રકૃતિ ઈત્યાદિ ગુણોએ આપણે આશા રાખીયે કે પૂજ્યશ્રીએ જે કુનેહપૂર્વક સંપ્રદાયનું નાવ ચલાવ્યું છે તેવી જ કુનેહપૂર્વક સંપ્રદાયનું નાવ ચલાવવાનું તથા સંપ્રદાયના સાધુ સાધ્વી વર્ગનાં વૃદ્ધિ પામવાનાં કાર્યમાં પ્રભુ તેઓશ્રીને સામર્થ્ય સમર્પે !

આ ઉપરાંત પૂજ્યશ્રીનાં શિષ્યોમાં વક્તા મહારાજશ્રી ગુલાબચંદજી મ., શાંતસ્વભાવી શ્રી બેચરલાલજી મ., સેવાભાવી શ્રી ખોડાજી મ., તપસ્વી શ્રી ફુલચંદજી મ. આદિ શિષ્યવર્યો છે અને તેમના પરિવારમાં હાલ ૬ સાધ્વીજીઓ વિચરે છે.

## ગંભીર માંદગી

પૂજ્યશ્રીનું શરીર છેલ્લા બે ચાર વર્ષોથી કૃશ થઈ ગયું હતું. વૃદ્ધાવસ્થાનાં ખુલ્લાં ચિન્હો ત્હેમનાં મુખ પર તરી આવતાં હતાં. તેમાંયે છેલ્લા એક વર્ષથી તો વાનું દરદ હતું અને તે પછી શ્વાસ ચડયા કરતો. આટલું છતાં તેઓ વ્યાખ્યાન તો હમેશાં વાંચતા હતા. શારીરિક શક્તિ કાંઇક ઠીક ઠીક હતી. પરન્તુ વિહાર કરી શકે તેવી તેમની સ્થિતિ નહોતી. એટલે સં. ૧૯૯૪નું ચાતુર્માસ અમદાવાદમાં કર્યા પછી, અને સં. ૧૯૯૫નું ચાતુર્માસ ખંભાતમાં નિયત થયા પછી તેઓ વિહાર કરી શકયા નહિ અને છેક જ વાના દરદથી તેઓ લેવાઈ ગયા.

મુનિશ્રી રત્નચંદ્રજી મ. અને અન્ય શિષ્યો પૂજ્યશ્રીની સેવામાં રાતદિવસ મગ્ન રહેતા હતા. તેઓને જે કાંઇ ચીજની ઇચ્છા થાય તે નિર્દોષ વહોરી લાવતા. તેમની માંદગીમાં પૂજ્યશ્રીને જરાક પણ ખેદ થવાનું કારણ તેમના શાંત અને સેવાભાવી શિષ્યોએ ઉત્પન્ન થવા દીધું ન્હોતું. જે કોઇ દર્શને આવે ત્હેમના સામે એક આંખ ધીરેથી ઉઘાડીને પૂજ્યશ્રી તેઓનું મૂક વંદન ઝીલતા. ડો. ધીરૂભાઈ અને બીજા ડોકટરો અવારનવાર તેમની ચિકિત્સા કરી જતા. પોતે ઘણા હિંમત-

વાન અને શક્તિસંપન્ન હતા જેથી ઠેઠ સુધી આત્મિક શક્તિવડે વેદના તરફ બીલકુલ લક્ષ આપતા નહિ. અને અંતિમ દિવસ સુધી શુદ્ધિમાં જ રહ્યા હતા. કવચિત્ કવચિત્ ધીરેધીરે બીજાના આધારે ચાલીને ઓરડીમાં પણ તેઓશ્રી જતા હતા.

## એ હતભાગી અંતિમ ઘડી

સંવત્ ૧૯૯૫ ના વૈશાક વદિ ૧૦ શનિવારનું એ કાળમુખું પ્રભાત હતું. મહારાજશ્રીની એકાએક ઈચ્છા ઓરડીમાં જવાની થઈ. તેથી શ્રી. રત્નચંદ્રજી મ. અને બીજા મુનિઓ તેઓને ધીરેધીરે ઓરડીમાં લઈ ગયા. જ્યાં પૂજ્યશ્રીએ શાંતિનો એક દમ ખેંચ્યો અને બોલ્યા કે:–આજે મ્હારે ઉપર જવું છે. આજ વખતે શ્રી. ગુલાબચંદભાઇ સંઘાણી, શ્રી. કાલીદાસભાઈ જશકરણ વકીલ તથા શ્રી. હિંમતલાલભાઇ શેઠ દર્શનાર્થે આવેલા, તેઓએ પૂજ્યશ્રી પાસે બેસીને સુખ શાંતિના વર્તમાન પૂછ્યા. 'હા' જેવો કાંઈક સંકેત કરીને પૂજ્યશ્રી બોલ્યા કે–મ્હને પડદો પડે છે કે એકદમ અંધારૂં થઇ જાય છે એટલે દેખાતું બંધ થઇ જાય છે. વળી તરત પડદો ખુલી જાય છે એટલે સ્પષ્ટ દેખાય છે. આ પ્રમાણે વાતચિત થયા બાદ થોડીવારે ઉપરોક્ત દર્શનાર્થીઓ ચાલ્યા ગયા. બાદ રત્નચંદ્રજી મહારાજ પૂજ્યશ્રીની પાસે ગયા ત્યારે પૂજ્યશ્રીએ કહ્યું કે, ત્હમે વહોરી લાવ્યા કે નહિ? રત્નચંદ્રજી મહારાજે કહ્યું કે–ના મહારાજ, આપને કાંઇ જરૂર છે? ઇચ્છા હોય તે લાવી આપું.

પૂજ્યશ્રી બોલ્યા: ના, મારી ઇચ્છા નથી પણ ત્હમે કેમ બેસી રહ્યા છો?

શ્રી રત્નચંદ્રજી મહારાજે કહ્યું કે હજુ ગોચરીનો વખત થયો નથી. આ સાંભળી પૂજ્યશ્રી નિરાશ થયા. તે પછી શ્રી રત્નચંદ્રજી મ. બેઠા હતા. તેમના સામે ત્હેમણે જોયું. તેવામાં પોતાના નાકમાં તેઓને લીંટ જેવું કાંઈક દેખાયું એટલે હાથમાં કપડું લઈ નાક સાફ કર્યું. રત્નચંદ્રજી મહારાજે જોયું તો નાકમાં છોડ જેવું કાંઈક જણાયું એટલે તેઓએ દિવેલવાળું પુમડું કરી નાકે લગાડયું. તે પછી પૂજ્યશ્રીએ કહ્યું કે ઉનું પાણી છે? જવાબમાં કહ્યું કે ના, જરૂર હોય તો લાવી આપીયે. તેજ વખતે ઉનું પાણી વહોરી લાવવામાં આવ્યું. અને પૂજ્યશ્રીને જણાવ્યું કે ઊનું પાણી આવી ગયું છે. તે સાંભળી પૂજ્યશ્રી બેઠા થયા. રત્નચંદ્રજી મહારાજે કહ્યું કે–હું પાણી સુંઘાડું છું. પૂજ્યશ્રીએ ના કહી અને પોતે પોતાને હાથે સુંઘવાનું કહી પાણી માગ્યું. તેમને તેમની ઇચ્છાનુસાર એક પ્યાલામાં પાણી આપવામાં આવ્યું જે તેઓએ સૂંઘ્યું. પછી છોડ નીકળી ગયો. તે પછી રત્નચંદ્રજી મહારાજે કહ્યું: મહારાજ, હવે સુંઘવું છે? પૂજ્યશ્રી, ના કહીને શાંતિમાં બેઠા. તેઓ પ્રસન્નચિત્ત જણાતા હતા.

લીંબડી સંપ્રદાયના તપસ્વી શ્રી શામજી સ્વામી ઠા. ૫ આ વખતે મેડા ઉપર બિરાજતા હતા. પૂજ્યશ્રી પાસે તેમનો શિષ્ય સમુદાય બેઠો હતો. તેવામાં અચાનક જેમ દીપકનો મોગરો બુઝાય તેમ સૂવાના ભાવ થતાં તેઓ સૂતા કે તરતજ તેઓશ્રીનો શ્વાસ બંધ પડી ગયો, જીવનનાં છેલ્લાં શ્વાસો જોતજોતામાં સદંતર બંધ થઇ ગયા, તેમનો પવિત્રાત્મા આ લોકમાંથી પરલોકગમન કરી ગયો!

ખરેખર તેજ વખતે વકીલ ત્રીકમલાલભાઈ આવ્યા અને રત્નચંદ્રજી મહારાજને પૂછ્યું કે કેમ ? મહારાજે કહ્યું કે આ સ્થિતિ છે. તરત જ ડાક્તર ભગવાનદાસને બોલાવ્યા. ભગવાનદાસ ડાક્તરે પૂજ્યશ્રીનું શરીર જોઇ નિરાશા જાહેર કરી. બીજા ડાક્તરને પણ બોલાવ્યા. ત્હેમણે પણ ઉપર પ્રમાણેજ અભિપ્રાય આપી નિરાશા બતાવી.

ખંભાત સંપ્રદાયના આ બાહોશ, વિચિક્ષણ, વિદ્વાન, ઠરેલ અને અનુભવી વૃદ્ધ આચાર્ય પોતાની સુચારિત્ર્ય રૂપ જ્યોત પ્રસરાવી ૫૧ વર્ષના દીક્ષાપર્યાય પછી, આશરે ૭૫ વર્ષની ઉંમરે સં. ૧૯૯૫ ના વૈશાખ વદિ ૧૦ શનિવારે આ ફાની દુનિયા છોડી ગયા.

આશ્ચર્યજનક બીના તો એ હતી કે જે દિવસે પ્રાતઃકાળે ૧૦ વાગે પૂજ્યશ્રીએ કાળ કર્યો તેજ દિવસે વહેલી પરોઢે તેઓએ સચેત રીતે પ્રતિક્રમણ સાંભળ્યું હતું એટલુંજ નહિ પણ પોતાની જાતથી સર્વ મુનિરાજોને પ્રતિક્રમણના અંતે ચો-વિહારના પ્રત્યાખ્યાન પણ આપ્યા હતા. કોણ જાણતું હતું કે સુખે સમાધિએ શાંતચિત્તે બોલતા ચાલતા પૂજ્યશ્રીનો પવિત્રાત્મા માત્ર અર્ધા કલાકમાં જ—આંખના પલકારામાં જ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી જશે !

કાળની ગતિ ગહન છે ! કોઈ ત્હેનો પાર પામ્યું નથી. મોટા મોટા ચક્રવર્તીઓ, તીર્થંકરો, વાસુદેવો, બળદેવો, માંડલિક રાજાઓ, સમ્રાટો, સામાન્ય સત્તાધીશો સૌ કોઇને કાળે પોતાના પંજામાં લઈ કોળીયો કર્યો છે; જેઓ મૃત્યુથી ડરે

છે તેઓને પરલોકમાં પણ ડર છે, પરન્તુ જેઓ હસતાં રમતાં મૃત્યુને ભેટે છે, તેનો પરલોક પણ સુધરી જાય છે. મતલબ એ કે–જેઓએ પરલોક સતાવે એવાં કાર્યો નથી કર્યા તેને મૃત્યુનો ડર નથી. ડરમાત્ર તેઓને છે કે જેઓને જીવન જીવતા નથી આવડ્યું, જેઓએ જીવનમાં અનેકને સંતાપ પમાડી, છળ પ્રપંચ કરી, કામ, ક્રોધ, મદ, મોહ મત્સરાદિમાં મગ્ન રહી, કાંઇ સુકૃત્ય નથી કર્યું; પરન્તુ જેઓએ જીંદગીનો થોડો કે ઘણો ભાગ, કેવળ પરમાર્થ માર્ગમાં–સાધક દશામાંજ વીતાવ્યો છે તેઓને મૃત્યુનો ભય નથી હોતો અને એવા પવિત્ર જીવોના આત્માને માટે આલોક કે પરલોક ઉભય કલ્યાણકારી જ છે. અસ્તુ.

સદ્ગતના અવસાન સમાચાર તરતજ શહેરના એક ખુણેથી તે બીજા ખુણા સુધી પ્રસરી ગયા. સાણુંદ, ખંભાત, વસો, ખેડા, સૂરત, કઠોર ઇત્યાદિ સ્થળે પૂજયશ્રીના સ્વર્ગવાસના સમાચાર સંઘ તરફથી તારદ્વારા જણાવી દેવામાં આવ્યા તેથી તે ગામના શ્રાવક શ્રાવિકાઓ, જેઓ પહોંચી શકયા તેઓ સારી સંખ્યામાં આવી પહોંચ્યા.

પાલખી શણગારવાનું કાર્ય ઝડપભેર શરૂ થયું. પાલખી પૂરી થતાં ઉછામણીઓ થવા લાગી. સૌએ હોંશપૂર્વક પ્રત્યેક વસ્તુની સારી ઉછામણી આપીને સદ્ગત પૂજ્યશ્રી પ્રત્યેનો પોતાનો પ્રેમ દર્શાવી આપ્યો. એકંદર ઉછામણીમાં ઘણી સારી રકમ થઈ. સ્મશાનયાત્રા સાંજના છ વાગે કાઢવામાં આવી હતી. સરધસનું દશ્ય ભવ્ય હતું. અનેકજનો પૂજ્ય-

શ્રીની વિદ્વત્તા, અનુભવ, કાર્યદક્ષતા વગેરેનું સ્મરણ કરી પોતાનો દિલગીરી ભર્યો મનોભાવ દર્શાવી રહ્યા હતા. સ્મશાનયાત્રાના યાત્રિકો પૂજ્યશ્રીની પાલખી સાથે સાબરમતીને કિનારે પહોંચ્યા. જ્યાં પૂજ્યશ્રીના દેહને ચંદનાદિ કાષ્ટ વડે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો.

તેજસ્વી રત્ન ગૂમ થયું. જૈન સમાજનું જવાહિર અદૃશ્ય થયું. છતાં હૃદયનાં ઊંડાણમાં ત્હેમનાં સંસ્મરણો તાજાં જ રહ્યા છે અને રહેશે. લવજીઋષિ સમા પ્રભાવશાળી સંપ્રદાય-સમ્રાટના અવશેષ હજુયે પણ આપણને જોવા માટે મળે છે એ આપણા માટે આનંદ અને ગૌરવનો વિષય છે.

તેઓ જે રીતે જીવન જીવી ગયા—જીતી ગયા, સંપ્રદાયસંગઠન, સમાજ સેવા, સ્વપરાત્મકલ્યાણ, સાહિત્ય શોખ સમાજજીવનની કપરી દશા પર તેમને થતી હૃદયવેદના અને તેઓએ સેવેલો પુરુષાર્થ; એ બધાંનું આપણે માત્ર સ્મરણ કરીને ન બેસી રહીયે; પરન્તુ તેઓશ્રી પોતાના ઉપદેશવડે પ્રસંગે પ્રસંગે ઉન્નત જીવન જીવવાનું જે ઉદાહરણ આપી ગયા તેને અનુસરવાનો આપણે હરગીજ પ્રયત્ન કરતા રહીયે તો તેમનું સંસ્મરણ, તેમના પ્રત્યેની આપણી નિષ્કામ ભક્તિ સાર્થક છે. એટલું જ અમે અત્ર જણાવીને અટકશું.

શાંતિ: શાંતિ: શાંતિ:



# અગાઉથી થયેલા ગ્રાહકોની શુભ નામાવલી

**અમદાવાદ**

૧૦૧ મહેતા કાલીદાસ મોતીભાઈ પાલણપુરવાળા
૫૧ ગુલાબચંદ હીરાચંદ સંઘાણી
૪૦ કાલીદાસ જશકરણ ઝવેરી હ. મણીબેન
૨૫ મહાસુખ જેઠાભાઈ
૨૫ ગણપતભાઈ પુંજાભાઈ
૨૫ શા જગજીવન હીરાચંદ
૨૫ શા તલકચંદ ખીમચંદ
૨૫ બાઈ ઝબક, શા સુખલાલ દલીચંદના માતુશ્રી
૨૫ મનુભાઈ હીરાચંદ સંઘાણી
૨૫ મોતીચંદ ધારશીભાઈ દોશી
૨૫ ત્રીકમલાલ ઉગરચંદ વકીલ
૨૫ મોહનલાલ પ્રાગજીભાઈ સંઘવી
૨૧ વિનયચંદ્ર મનુભાઈ
૨૧ શા અંબાલાલ નરોતમદાસ
૨૧ શા નટવરલાલ ચંદુલાલ
૨૧ શા પોપટલાલ નગીનદાસ
૨૦ વૈદ્ય સુરચંદ મલુકચંદ
૧૫ ભૂરાભાઈ વેલશી
૧૫ હરખચંદ દેવશી
૧૧ મહેતા શાંતિલાલ મણીલાલ
૧૦ શા હિંમતલાલ ગીરધરલાલ કેવળદાસ
૧૦ બાલાભાઈ જેશીંગભાઈ
૮ ગાંધી હરખચંદ ત્રીભોવનદાસ વકીલ
૮ ડો. એન. કે. ગાંધી
૮ વૃજલાલ પોપટલાલ ઘડીયાલી
૫ ફીરચંદ ડાહ્યાભાઈ
૫ ગોસલીયા પ્રેમચંદ ઠાકરસી
૫ સુખલાલ બોઘાભાઈ
૫ રતીલાલ ખીમચંદ
૫ મેતા કાલીદાસ રાયચંદ
૫ જેશીંગભાઈ નાનચંદ
૫ ગાંધી જાદવજી ભાઈચંદ
૫ અંબાલાલ ફુલચંદ
૫ મોરારજી ધનજી પડીયા
૫ નાનજી દેવજી સુતાર
૫ હીરાચંદ તલકચંદ
૪ વોરા પોપટલાલ જેચંદ
૩ પાનાચંદ ભગવાનજી પારેખ ચોટીલાવાળા
૨ કસ્તુરચંદ રાયચંદ
૨ છોટાલાલ ભગવાનજી
૨ બાઈ અચરત, મણીલાલ ભગવાનજી પારેખ
૨ ચીનુભાઈ વાડીલાલ
૨ શા ચુનીલાલ છગનલાલ
૨ અમૃતલાલ હીરાચંદ
૨ વકીલ ચંદુલાલ ત્રીકમલાલ
૨ શાંતિલાલ મંગળજી ચીતલીયા
૧ સંઘવી કસ્તુરચંદ સુરચંદ
૧ રમણલાલ ઘેલાભાઈ
૧ આત્મારામ નાનાલાલ
૧ પ્રેમચંદ ભાઈચંદ
૧ ડાહ્યાભાઈ નાથાલાલ
૧ શા જાદવજી મુળચંદ

**મુંબાઈ**

૫૦ માણેકલાલ ભગવાનદાસ પટેલ

### સાણંદ

૪ વાડીલાલ છગનલાલ
૨ ભાઇચંદ રાઘવજી
૨ ન્યાલચંદ ભાઇચંદ
૨ બેન ચંચળબેન ભુરાભાઇ
૨ ડોસાભાઇ ગોપાળજી
૨ રતીલાલ ભાયચંદ
૨ ભોગીલાલ રાજપાલ
૨ શકરચંદ લલ્લુભાઈ
૨ હરખચંદ સાંકળચંદ
૨ ચમનલાલ હીરાચંદ
૨ શકરચંદ કાનજીભાઈ
૨ જીવાભાઈ ગીરધરભાઈ
૨ તારાચંદ કેશવજી
૨ દોશી જીવરાજ લાલચંદ
૨ ઇશ્વરભાઇ દેવાભાઈ
૨ સંઘવી નારણુ ધરમશી
૧ પરશોતમ રાજપાલ
૧ નરસીભાઈ કપુરભાઈ
૧ દોશી પીતાંબર જીવરાજ
૧ રાયચંદ હરજીવન
૧ પ્રેમચંદ ભૂરાભાઈ
૧ હરજીવનભાઈ નરસીભાઈ
૧ જીવણુ માણેકચંદ
૧ નાગરદાસ સુંદરજી
૧ ચત્રભુજ રાજપાલ

### ખંભાત

૨૫ બેન વખત ગીરધરલાલ
૨૧ પા. હરજીવન ગોરધનદાસ
૧૫ પા. શંકરલાલ ભગવાનદાસ
૧૧ પા. છગનલાલ પ્રાણજીવનદાસ
૧૧ પા. ગીરધરલાલ ભાઈલાલ હા. પુંજાલાલ
૧૧ પા. બેચરલાલ ભાઈલાલ
૧૧ પા. છોટાલાલ દામોદરદાસ
૧૧ પા. નાથાભાઈ ઝવેરદાસ હા. રતીલાલ
૧૧ ઠાકોર ચતુરભાઇ જોઇતાભાઈ
૧૦ પા. ફુલચંદ ભગવાનદાસ
૧૦ પા. મફતલાલ ચુનીલાલ
૧૦ ઠાકોર જોઈતારામ રણછોડ
૧૦ ચુનીલાલ ડાહ્યાભાઇ
૮ પા. હરીલાલ છોટાલાલ
૮ પા. અમરતલાલ હીરાલાલ
૮ પા. પ્રાણજીવનદાસ નરોત-મદાસ હા. ભાઈલાલ
૫ પા. ફુલાભાઈ ભોગીલાલ
૫ પા. છોટાલાલ બાપુલાલ
૫ પા. મંગળદાસ લલુભાઈ
૫ પા. ચુનીલાલ નાથાલાલ પરાવાળા
૫ પા. ચુનીલાલ નાથાલાલ હા. શાન્તિલાલ
૫ પા. મગનલાલ ભોગીલાલ
૫ પા. જેઠાલાલ ગીરધરલાલ
૫ એક ગ્રહસ્થ
૫ પા. લલુભાઈ રણછોડ
૩ ઠાકોર જોઈતાભાઈ દાદભાઇ
૨ બારોટ શીવાભાઇ પીતા-મ્બરદાસ
૧૫ બેન રૂપાળી
૧૫ બેન ચંદન
૪ બાઈ ભૂરી, શા ચીમનલાલ રતનચંદના માતુશ્રી
૫ શા ઉજમશી મગનલાલ
૫ શા છોટાલાલ મોતીચંદ

૫ મોહનલાલ દોલતચંદ ગાંધી
૫ શા સુખલાલ દોલતચંદ
૫ શા મગનલાલ હેમચંદ
૫ શા છોટાલાલ દોલતચંદ
૩ શા મોહનલાલ મોતીચંદ
૩ શા બકોરદાસ ગુલાબચંદ
૩ શ્રી, સ્થા. મહાવીર જૈન યુવકમંડળ
૨ શા મોહનલાલ ઈચ્છાલાલ
૨ શા ચીમનલાલ રતનચંદ
૫ અનુપચંદ માણેકચંદ
૫ શા છોટાલાલ તારાચંદ
૨ શા જેઠાલાલ સુખલાલ
૨ શા સુંદરલાલ ઉજમશી
૨ શા અંબાલાલ ભાઈચંદ
૨ શા વાડીલાલ ડાહ્યાભાઈ
૨ શા મોહનલાલ રતનચંદ
૨ શકરાભાઇ રતનચંદ
૨ શા ખુશાલદાસ ફતેચંદ
૨ દાક્તર પોપટલાલ શીવલાલ
૨ અમૃતલાલ ઝવેરચંદ
૨ મંગળદાસ સરૂપચંદ
૨ સુંદરલાલ વજેચંદ
૧ શા મણીલાલ ઉજમશી
૧ શા નેમચંદ સરૂપચંદ
૧ શા ડાહ્યાભાઈ હીરાચંદ
૧ શા અંબાલાલ માણેકચંદ
૧ શા ચમનલાલ મગનલાલ

**સુરત**

૧૦ શ્રી સગરામપુરા જૈન સ્થાનકવાસી ઉપાશ્રય હા. ભા. શીવલાલ નરસીદાસ
૫ પ્રાણજીવન ઉત્તમચંદ
૫ ઠાકોરલાલ મગનલાલ
૫ શા ફુલચંદ ગુલાબચંદ હા. ધરમશી
૫ શા ધીરજલાલ હરજીવનદાસ
૫ છોટુભાઈ હરગોવનદાસ કટોરીવાળા
૫ બાઈ અમથી તે શા જીવણલાલ તારાચંદના માતુશ્રી

**કઠોર**

૫ ભાવસાર નેમચંદ નારણદાસ
૫ હીરાલાલ રાયચંદ
૨ ઠાકોરલાલ નરોતમદાસ પટેલ
૨ લલુભાઇ કુબેરદાસ
૧ રાયચંદ અમીચંદ
૧ પરભુદાસ વીઠલદાસ હા. દયાકોર

**ખેડા**

૫ પટેલ મગનભાઈ નરોતમદાસ
૫ ભા. ભીખાભાઇ લલુભાઈ તથા સોમચંદ લલુભાઇ
૫ ભા. ભીખાભાઇ ભાઇલાલ

**વસો**

૪ ગાંધી ફકીરભાઈ કુબેરદાસ
૨ જમનાદાસ નરસીદાસ
૨ કાછીયા મોતીભાઇ નારણભાઇ
૨ ભાવસાર નાથાભાઈ બાપુજી
૨ કારભારી કાભાઈ ધનજીભાઈ
૨ પટેલ મકનજીભાઈ કાલીદાસ
૨ પટેલ મગનભાઇ મથુરભાઇ
૨ ગાંધી માણેકલાલ ગોરધનદાસ
૧ અંબાલાલ ખોડીદાસ

**મોરૈયા**

૨ શા ઓઘડ શામજી